# રોઝા અને ઝકાત
## ના
# જરૂરી મસાઈલ



: સંપાદક :
(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)
(મવ.) અબ્દુર્રશીદ ઈબ્રાહીમ મનુબરી (સા.)
દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **રોઝા અને ઝકાતના જરૂરી મસાઈલ**

સંપાદક : **(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
**(મવ.) અબ્દુર્રશીદ ઈબ્રાહીમ મનુબરી (સા.)**

ટાઈપ સેટીંગ : **ઐયુબભાઈ ભાડભુતવાલા**

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૪, હિ.સ. ૧૪૩૫

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૧૦૦



: કિતાબ મેળવવાનું સ્થળ :

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૫૦૫

# અનુક્રમણિકા


| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| ૧ | **સંપાદકીય** ...................................... | ૫ |
| ૨ | **રમઝાનનો મહિનો**...................................... | ૮ |
| ૩ | રમઝાન : મગફિરતનો મહિનો ...................................... | ૧૩ |
| ૪ | રોઝાનો મકસદ...................................... | ૧૮ |
| ૫ | રોઝાની મહત્વતા અને ફરઝિયત ...................................... | ૨૫ |
| ૬ | રોઝાનો સવાબ ...................................... | ૨૬ |
| ૭ | ચાંદના મસાઈલ...................................... | ૨૮ |
| ૮ | નિય્યત સબંધિત મસાઈલ ...................................... | ૩૧ |
| ૯ | જે કારણોથી રોઝો તૂટતો નથી | |
| | અને જે કારણોથી રોઝો તૂટી જાય છે ...................................... | ૩૩ |
| ૧૦ | રોઝાની હાલતમાં કાનમાં દવા નાંખવા વિશે ...................................... | ૪૪ |
| ૧૧ | જે કારણથી રોઝો તોડવો જાઈઝ છે ...................................... | ૪૬ |
| ૧૨ | જે કારણથી રોઝો ન રાખવો જાઈઝ છે ...................................... | ૪૭ |
| ૧૩ | એવા કારણો જેના લીધે રોઝો ન રાખવો | |
| | અથવા રોઝો ઈફતાર કરી લેવો જાઈઝ છે ...................................... | ૪૮ |
| ૧૪ | રોઝાના મુસ્તહબ કામો ...................................... | ૫૦ |
| ૧૫ | રોઝાના મકરૂહ કામો ...................................... | ૫૦ |
| ૧૬ | એવા કામો જેનાથી રોઝો તૂટતો પણ નથી | |
| | અને મકરૂહ પણ થતો નથી...................................... | ૫૧ |
| ૧૭ | કઝા રોઝો અને ફિદયો ...................................... | ૫૨ |
| ૧૮ | કફ્ફારાના મસાઈલ ...................................... | ૫૪ |
| ૧૯ | સેહરી અને ઈફતાર ...................................... | ૫૭ |
| ૨૦ | સ્ત્રીઓને લગતા મસાઈલ ...................................... | ૬૧ |
| ૨૧ | રોઝાના વિવિધ મસાઈલ ...................................... | ૬૩ |
| ૨૨ | નઝર (મન્નત)ના રોઝા...................................... | ૬૪ |
| ૨૩ | નફલ રોઝા ...................................... | ૬૫ |

| ક્રમ | વિગત | પેજ |
|---|---|---|
| | **ઝકાત :** | |
| ૨૪ | ઝકાતની ફરઝિયત અને તેને અગત્યતા................ | ૭૦ |
| ૨૫ | ઝકાત નહીં આપનાર માટે દુઃખદ અઝાબ.............. | ૭૧ |
| ૨૬ | ઝકાત ન આપવી ઝુલ્મ અને નેઅમતની બેકદરી છે..... | ૭૨ |
| ૨૭ | ઈસ્લામમાં ઝકાતની વ્યવસ્થા.............................. | ૭૨ |
| ૨૮ | ઝકાતનો સવાબ.............................................. | ૭૮ |
| ૨૯ | ઝકાત ફર્ઝ થવાની શરતો.................................. | ૮૧ |
| ૩૦ | ઝકાત લેવા–દેવાવાળાઓ માટે અદબો.................. | ૮૧ |
| ૩૧ | ઝકાતના હેતુઓ અને સામૂહિક સામાજિક જીવન ઉપર તેની અસરો...................................... | ૮૩ |
| ૩૨ | માલદાર–ગરીબનો ફર્ક .................................... | ૮૪ |
| ૩૩ | ઝકાત બાબતે ગેરમુસ્લિમોના મંતવ્યો.................... | ૮૫ |
| ૩૪ | માલ સબંધિત મસાઈલ..................................... | ૮૬ |
| ૩૫ | વેપાર–ધંધા અને તેના સામાન વિશેના મસાઈલ......... | ૮૯ |
| ૩૬ | ઝકાતના વિવિધ મસાઈલ ................................. | ૯૧ |
| ૩૭ | ઝકાતના કેટલાક નવા મસાઈલ ........................ | ૯૮ |
| ૩૮ | ઝકાત કોને આપી શકાય ? ............................. | ૧૦૨ |
| ૩૯ | જે લોકોને ઝકાત આપવી જાઈઝ નથી................... | ૧૦૫ |






# સંપાદકીય

સર્વ ઈબાદત અને સર્વ વખાણ અલ્લાહ જલ્લ શાનુહુ માટે જ છે, જે સર્વ જગતના પેદા કરનાર, માલિક અને પાલનહાર છે. અને જેમણે ઈન્સાનને ઈસ્લામની રહબરી (માર્ગદર્શન) બખ્શી ઝિંદગીને અમલી તથા ઉપયોગી બનાવવા માટે મુસલમાનને પોતાના તરફથી નેક તવફીકો બખ્શી અને લાખો દરૂદો સલામ, તે અલ્લાહપાકના મહબૂબ અને પ્યારા પયગમ્બર હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉપર, જેમણે ઈસ્લામની એ નેઅમતની ઈન્સાનોમાં તબ્લીગ કરી, આપણને ઝિંદગીની ખરી રાહ બતાવી. અને આપ (સલ.)ની આલ-અવલાદ, આપના સહાબા, તાબિઈન, તબ્એ તાબિઈન તેમજ ઉમ્મતના તમામ અવલિયાએ કિરામ, અનુયાયીઓ ઉપર પણ રહમત નાઝિલ થાય, આમીન.

ઈસ્લામી શરીઅત એક સંપૂર્ણ કાર્યક્રમ છે, જે ઝિંદગીની દરેક શાખામાં ઈન્સાનની પુરી રહનુમાઈ (માર્ગદર્શન) કરે છે, અને હિદાયત આપે છે. અલ્લાહપાકના દરેક હુકમમાં બેશુમાર કમાલાત, લાભો અને હિકમતો (ભેદો-મર્મો) સમાયેલી છે. અને તેનો દરેક હુકમ આપણી બાહ્ય તથા આંતરિક ઉન્નતી અને તરક્કીનો જામીન છે. જે ઈન્સાન જેટલા પ્રમાણમાં ખુદાવંદી અહકામોની પાબંદી કરશે, તેના ઉપર ચાલશે, તેટલા જ પ્રમાણમાં તેનાથી કમાલાતો જાહેર થશે અને દીન-દુન્યાની ભલાઈ મેળવશે.

દીને ઈસ્લામની બુન્યાદ-પાયો પાંચ ચીજો ઉપર કાયમ કરવામાં આવ્યો છે : કલિમહ, નમાઝ, રોઝા, ઝકાત અને હજ્જ. આ પાંચેય ઈસ્લામના અરકાન કહેવાય છે.

જનાબ રસૂલુલ્લાહ (સલ.)ની મશહૂર હદીષ શરીફ છે : આપ (સલ.)એ ફરમાવ્યું કે, ઈસ્લામની બુન્યાદ આ પાંચ ચીજો ઉપર કાયમ કરવામાં આવી છે : (૧) લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર રસૂલુલ્લાહની શહાદત (ગવાહી) આપવી, (૨) નમાઝ કાયમ કરવી, (૩) ઝકાત આપવી, (૪) બયતુલ્લાહની હજ્જ કરવી અને (૫) રમઝાનના રોઝા રાખવા. *(બુખારી, મુસ્લિમ)*

આ પાંચ ચીજોને અરકાને ઈસ્લામ અને ઈસ્લામી પાયારૂપી ફર્ઝો કહેવામાં આવે છે. તેના ઉપર અમલ કરવો જરૂરી છે. અને તેને સારી રીતે સાચા દિલ અને ખુલૂસથી અમલ કરવાનો સવાબ દસ નેકીથી લઈને સાતસો નેકી સુધીનો હદીષ શરીફમાં બયાન કરવામાં આવ્યો છે.

આ મૂળ પાયારૂપી ફર્ઝો ઉપર સારી રીતે અમલ કરવાથી ઈસ્લામના બાકી હુકમો ઉપર અમલ કરવાની લાયકાત પેદા થઈ જાય છે. અલ્લાહ તઆલા આપણને સૌને નેક તવફીક આપે કે ખુલૂસ અને સાચા દિલથી તેના અરકાનો ઉપર અમલ કરીએ.

ઈલ્મનું શીખવું દરેક મુસલમાન મર્દ-ઔરત પર ફર્ઝ છે. દરેક મુસલમાન બાલિગ ઉપર એટલું તો વાજિબ છે કે, કલિમએ શહાદતનો અર્થ તથા તેનો મતલબ પૂરી રીતે સમજે. તેના પછી દીનના જરૂરી અહકામોનું ઈલ્મ હાસિલ કરે. જેમકે નમાઝના અહકામ કે જેનાથી સહીહ રીતે નમાઝની અદાયગી થાય. એવી જ રીતે રોઝાના અહકામો તેમજ તેના જરૂરી મસ્અલા તથા જેઓ સાહિબે નિસાબ (માલદાર) છે, તો એમણે ઝકાતના અહકામો શીખવા અને સમજવા જરૂરી છે. એવી જ રીતે હજ્જ કરવા જનારા લોકોએ પણ હજ્જ અદા કરવાના મસ્અલા શીખી લેવા જોઈએ.

ઈસ્લામે જેટલું શીખવું દરેક મુસ્લિમ માટે ફર્ઝ કર્યું છે, તેટલું આમ મુસલમાનોમાં ફેલાવવું ઘણું જ અગત્યનું છે. એના પ્રત્યે બેદરકાર રહેવું સૌને માટે વબાલ છે. અલ્લાહ તઆલાના બંદા જે

મસાઈલથી અજાણ છે, તેઓને પણ એ માર્ગથી માહિતગાર કરવાની અને તેના ઉપર ચલાવવાની કોશિષ કરવી જોઈએ. એટલે કે જેવી રીતે અલ્લાહપાકે આપણા ઉપર આ ફર્ઝ કર્યું છે કે, તેના સદગુણી, ફરમાંબરદાર, ઈબાદત કરનાર અને પરહેઝગાર બંદા બનીએ, તેવી જ રીતે તેણે એ પણ ફર્ઝ કર્યું છે કે, આ હેતુ માટે આપણે તેના બીજા બંદાઓમાં પણ કોશિષ કરીએ. એનું જ નામ દીનની સેવા અને દીનની દઅવત છે.

આ જ હેતુ માટે ઈસ્લામમાં બુન્યાદી અકીદાઓ તથા નમાઝ, રોઝા, ઝકાત અને હજ્જના જરૂરી મસાઈલને લગતી કિતાબો તૈયાર કરી છે. જેથી સામાન્ય મુસ્લિમ ભાઈ-બહેનો દીનના પાયાના સ્થંભોના મસાઈલથી વાકેફ થઈ બીજાઓને પણ પઢાવે, સમજાવે તથા તેના ઉપર અમલ કરે.

આ બરકતસભર ખુશીના મોકા ઉપર હું અઝીઝમ મવ. રશીદ અહમદ મનુબરી સાહબનો ઘણા અંતઃકરણથી આભાર માનુ છું કે, એમણે કિતાબોના સંપાદનમાં અનથક કોશિષ અને મહેનત કરી એક એક મસ્અલા માટે આપે ખૂબ ખૂબ જફાકશી કરી તથા લોકોની જરૂરીયાતનો ખ્યાલ કરી નવા ગુંચવડભર્યા મસાઈલને પણ ભેગા કરી દીધા. સાથે કિતાબના મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગમાં હંમેશની જેમ પરિશ્રમ કરવા બદલ પણ આપનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક જનાબ ઐયુબભાઈ ભાડભૂતવાલાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં વારંવાર નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે ઘણો જ વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને પણ બેહતરીન બદલો આપે, આમીન.

અલ્લાહપાક એમની તથા મુજ ગુનેહગારની તેના દીનને લગતી કોશિષોને કબૂલ ફરમાવી એમના ઈલ્મો અમલમાં ખૂબ ખૂબ બરકતો અતા ફરમાવે, આમીન.



# ※ રમઝાનનો મહિનો ※

રમઝાનનો મહિનો ઘણી ફઝીલતવાળો મહિનો છે. જ્યારે રમઝાનનો મહિનો શરૂ થાય છે, તો જન્નતના દરવાજા ખૂલી જાય છે, જહન્નમના દરવાજાઓ બંધ થઈ જાય છે અને શયતાનોને કેદ કરી દેવામાં આવે છે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)* પોકારનાર પોકારે છે કે, હે નેકી ઈચ્છનાર આગળ વધ અને હે બુરાઈ કરનાર રોકાય જા. *(તિરમિઝી, ઈબ્ને માજહ)* જન્નત આખુ વર્ષ રમઝાન માટે શણગારવામાં આવે છે. *(મિશ્કાત, બયહકી)*

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)નો ઈરશાદ છે કે, જેણે આ મહિનામાં એક નેકી કરી જાણે કે તેણે બીજા દિવસોમાં એક ફર્ઝ અદા કર્યો. અને જેણે આ મહિનામાં એક ફર્ઝ અદા કર્યો. જાણે કે તેણે બીજા દિવસોમાં સિત્તેર ફર્ઝ અદા કર્યા. આ મહિનો સબરનો મહિનો છે. અને સબરનો બદલો (વળતર) જન્નત છે. આ મહિનો હમદર્દીનો મહિનો છે. આ મહિનામાં મુઅમિનની રોઝીમાં બરકત આપી દેવામાં આવે છે. આ મહિનાના પહેલા દસ દિવસ રહમત છે, બીજા દસ દિવસ મગફિરત છે અને છેલ્લા દસ દિવસ જહન્નમથી મુક્તિ છે. *(મિશ્કાત શરીફ)*

અલ્લાહપાકના રસૂલ (સલ.)નો આદેશ હતો કે, રમઝાન માટે શઅબાનનો ચાંદ (તારીખ) ગણતા રહો. *(તિરમિઝી શરીફ)*

આનાથી જાણવા મળે છે કે, અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ મુબારક મહિનાની કેટલી ઈન્તેજારી રહેતી.

સહીહ રિવાયતોથી જાણવા મળે છે કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) શઅબાનના મહિનામાં ઘણા રોઝા રાખતા હતા. શેખ અબ્દુલહક્ક મુહદ્દિષ દહેલ્વી (રહ.) પોતાની કૃતિ લમ્આતમાં આ રોઝાઓનો આશય એ દર્શાવે છે કે, રમઝાનુલ મુબારકના મહિનાની બરકતોથી વધારેમાં વધારે ફાયદો ઉઠાવવાની શક્તિ વિકસાવવા માટે આ રોઝાઓ રાખવામાં આવતા હતા.

શર્હે સિફરુસ્સઆદત (પેજ ૩૧૦)માં ફરમાવે છે કે, અમુક લોકો એમ કહે છે કે, શઅબાનના મહિનામાં અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના વધુ પડતા રોઝાઓનું કારણ એ હતું કે, રમઝાનના મહિનાની મિઠાશ તથા સ્વાદ વધી જાય.

સારાંશ કે અગિયાર મહિનાના સબર પછી આ મુબારક મહિનો ફરી આવી ગયો છે. કાશ ! આ મુબારક દિવસો અને રાતોની આપણે કદર કરીએ. શું ખબર ફરી આ મહેમાનથી આપણી મુલાકાત થશે કે નહીં. ક્યાંક આ આખરી મુલાકાત ન હોય, તો પછી કેમ એના બરકતોથી ફાયદો ઉઠાવવામાં નહીં આવે.

આ મહિનાની ખાસ ઈબાદતો રોઝા, તરાવીહ, શબે કદ્રની શોધ અને એ  તેકાફ છે. આ બધામાં સમાન રીતે પાયાની એક વાત જે ધ્યાન આપવા લાયક છે તેને પહેલાં સમજી લો, ત્યાર પછી બીજી વાતો વિશે ચર્ચા કરવામાં આવશે.

બુખારી તથા મુસ્લિમની જુદી જુદી રિવાયતોમાં એક વાત કહેવામાં આવી છે કે, જેણે આ મહિનામાં ઈમાન તથા ઈહતિસાબ સાથે રોઝા રાખ્યા કે તરાવીહ પઢી કે શબે કદ્રમાં ઉભો રહ્યો. (નમાઝ પઢી) તો તેના પાછલા ગુનાહ માફ થઈ જશે.

ઉપરોક્ત બધી રિવાયતોમાં ઈમાન તથા ઈહતિસાબના શબ્દો વારંવાર દોહરાવવામાં આવ્યા છે. એનાથી જાણવા મળે છે કે, આ એક બહુ મહત્વપૂર્ણ ચીજ છે. હઝરત અલ્લામા અનવરશાહ કશ્મીરી (રહ.) ફરમાવે છે કે, ઈહતિસાબનો શબ્દ અહાદીષમાં ઘણી વખત વપરાયો છે. કોઈપણ અમલ પહેલાં ઈમાન સર્વપ્રથમ શરત છે. કારણ કે ઈમાન વગર ઈબાદતની કોઈ ગણત્રી નથી. ઈહતિસાબનો અર્થ એ છે કે, જે અમલ હોય તે ગફલત (બેધ્યાની) સાથે ન હોય. શરીર સાથે મન પણ તે અમલમાં પરોવાયેલું હોય. એમ કહો કે ઈહતિસાબનો અર્થ નિય્યતથી પણ આગળનો છે. *(ફયઝુલ બારી : ૧/૧૨૫)*

આશય એ કે, આ ઈબાદતો ઔપચારિકતાપૂર્વક એક રસમ તરીકે કરવામાં ન આવે, બલ્કે તેની પાછળનો હેતુ સતત નજર સમક્ષ રહે. અમલ દરમિયાન સતત એ ધ્યાન રહે કે આ બધું કોની ફરમાં-બરદારી માટે કરવામાં આવી રહ્યું છે ? સાચું પૂછો તો આ જાગૃતિ માત્ર રોઝા-તરાવીહ માટે જ નહીં, દરેક અમલ માટે જરૂરી છે. તેના વગર બંદગીની મજા નથી આવતી.

કુર્આન શરીફમાં છે કે, રોઝાનો મકસદ તકવાની પ્રાપ્તિ છે. *(સૂ. બકરહ- ૨૩)* તકવો વાસ્તવમાં દિલની એ સ્થિતિને કહે છે, જે માણસને ગુનાહોથી નફરત તથા નેકીઓ પ્રતિ ખેંચાણ ઉત્પન્ન કરે. રોઝો જ નહિં, બધી જ ઈબાદતોનો મકસદ આ જ તકવો છે. રોઝેદારોએ એ જોતાં રહેવું જોઈએ કે, રોઝાથી તેમની અંદર આ કૈફિયત (મનઃસ્થિતિ) પેદા થઈ કે નહીં ?

હાફિઝ ઈબ્ને કય્યિમે શૈખુલ ઈસ્લામ ઈબ્ને તૈમિયા (રહ.)નું એ કિંમતી કથન નોંધ્યું છે કે, જ્યારે તમે તમારા દિલમાં અમલની મિઠાશ નહીં અનુભવો, તો પોતાના અમલને અધુરૂ સમજી લો. કારણ કે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓને અમલના વળતરરૂપે આ દુનિયામાં મિઠાશ જરૂર આપે છે. *(મદારિજુસ્સાલિકીન : ૨/૩૬)*

ઘણા બધા લોકો રોઝા રાખે છે, પરંતુ તેમની અંદર આ સ્થિતિ નથી જન્મતી. આનું કારણ એ છે કે, તેઓ રોઝાના હક્કો તથા પૂર્વ શરતો અદા નથી કરતા. નહીંતર આ ઈબાદતોની સારી અસર જરૂર પ્રગટ થાય.

હકીમુલ ઉમ્મત હઝ. મૌલાના અશરફઅલી થાનવી (રહ.)નું કથન આ સબંધે વાંચવા લાયક છે :

નબીઓ તબીબો જેવા છે. તેમણે અઅમાલની જે ખાસિયતો દર્શાવી છે, તે દવાઓની ખાસિયતો જેવી છે. એનો અર્થ એ નથી થતો કે જે તે દવાની ખાસિયત એ વખતે પણ પ્રગટ થાય, જ્યારે તેની વિરૂદ્ધ અસર ધરાવતી વસ્તુ ઉપયોગમાં લીધી હોય. બલ્કે દવા તથા અમલની અસર શરતી હોય છે. જો શરતો પૂરી થશે તો ખાસિયત પ્રગટ થશે, નહિંતર નહીં. *(મલ્ફુઝાત : ૭/૪૧૦)*

બુખારી શરીફમાં હઝ. અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, જે માણસ રોઝો રાખી જૂઠથી તથા જૂઠ પર અમલ કરવાથી નહીં બચે તો ખુદાપાકને એની કોઈ જરૂર નથી કે તે પોતાનું ખાવા-પીવાનું છોડી દે. એનો અર્થ એ છે કે, રોઝાની બરકતો ત્યારે જ મળશે, જ્યારે રોઝાની જાહેરી તથા બાતિની શરતોની જાળવણી કરવામાં આવે. આજે આપણે રોઝો રાખીએ છીએ, પરંતુ શું આપણા દિલ તથા રૂહ (આત્મા)ને પણ રોઝો નસીબ થાય છે ? એક હદીષમાં છે કે, રોઝો ઢાલ (સુરક્ષા કવચ) છે. જ્યાં સુધી તેમાં કાંણું નહીં પાડો. સહાબાએ પૂછ્યું કે, હે અલ્લાહપાકના રસૂલ ! તેમાં કાંણું શેનાથી પડે છે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, જૂઠ તથા ગીબતથી.

સારાંશ કે રોઝાની હાલતમાં આપણી આંખ, કાન, જીભ, હાથ, પગ બધાનો રોઝો હોવો જોઈએ.

અમૂક લોકો સેહરી વગર રોઝો રાખે છે, તો આવું ન કરવું જોઈએ. સુન્નતની નિય્યતથી સેહરી જરૂર કરવી જોઈએ. માત્ર પાણી

પીવામાં શું વાંધો છે ? અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, સેહરી ખાઓ, કારણકે તેમાં બરકત છે. *(બુખારી, મુસ્લિમ)*

બીજા પ્રકારના લોકો એવા છે, જે સેહરી ખાવામાં એટલો બધો સમય ખર્ચી નાંખે છે કે, તેઓને તહજ્જુદની નમાઝ કે દુઆ-ઝિક્રનો મોકો જ નથી મળતો. તે વખતે અલ્લાહ તઆલા દુન્યાના આકાશે ઉતરે છે. એટલે એ સમયની કદર કરવી જોઈએ. અમૂક લોકો ઈફતારીમાં પણ એટલા વ્યસ્ત થઈ જાય છે કે, દુઆ વિગેરેની તૌફીક નથી મળતી. ઈફતારના સમયની ખૂશી માત્ર ભૌતિક નથી હોતી, આધ્યાત્મિક (રૂહાની) પણ હોય છે. જરાક ભૌતિક ચીજોથી ઉંચે ઉઠીને પણ વિચારવું જોઈએ.

તરાવીહથી પાછલા ગુનાહ માફ થઈ જાય છે. એ કોઈ મામૂલી નેઅમત નથી. પરંતુ અફસોસ ! આપણે આ નેઅમતની કદર નથી કરતા. તરાવીહમાં આપણે માત્ર રકાઅતો ગણીએ છીએ. રાત્રે જાગીને શબે કદ્રની તલાશ કરવાની તો બહુ ઓછાને તૌફીક મળે છે.

તરાવીહ પઢવાથી એક સુન્નત અદા થાય છે અને કુર્આન શરીફ સાંભળવાનું કે સંભળાવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) હઝરત જીબ્રઈલ (અલયહિસ્સલામ)ને દર વર્ષે કુર્આન શરીફ સંભળાવતા હતા. *(બુખારી, મુસ્લિમ)* જીવનના આખરી વર્ષમાં હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે હઝરત જીબ્રઈલ (અલયહિસ્સલામ) સમક્ષ બે વખત કુર્આન શરીફ પઢીને સંભળાવ્યુ. *(બુખારી શરીફ)*

રમઝાનુલ મુબારકના છેલ્લા દસ દિવસો વિશે માં હઝરત આયશા (રદી.)ની એક રિવાયત આ મુજબ છે કે, તે દિવસોમાં અલ્લાહપાકના રસૂલ (સલ.) ઈબાદતમાં એટલી મહેનત કરતા હતા કે, આવી મહેનત અન્ય દિવસોમાં કરતા ન હતા. *(મુસ્લિમ)* બીજી એક રિવાયતમાં છે કે, જ્યારે રમઝાનના છેલ્લા દસ દિવસો શરૂ

થતા, તો આપ બરાબર કમર કસી લેતા, રાત્રે જાગતા તથા ઘરવાળા-ઓને પણ જગાડતા. *(બુખારી, મુસ્લિમ)*

એઅ્તેકાફ "સુન્નતે મુઅક્કદહ અલલ કિફાયહ" છે. અર્થાત્ મહોલ્લા કે વસાહતમાં થોડાક લોકો એઅ્તેકાફમાં બેસી જાય તો બધાના તરફથી તે અદા થઈ જાય છે. એઅ્તેકાફનો અર્થ એ છે કે, તે તન-મન સહિત અલ્લાહપાકના દરબારમાં હાજર છે અને તેને સોહબતની મજા આવી રહી છે.

કેટલીક વસાહતોમાં મેં જોયું કે, આ સુન્નત તદ્દન મૃતપાય થઈ ચૂકી છે. તેનાથી વિપરિત ક્યાંક એવું પણ છે કે, એઅ્તેકાફ માત્ર રસમપૂર્વક કરવામાં આવે છે. તદ્દન નિષ્પ્રાણ.

રમઝાનની છેલ્લી દસ રાતોમાં જ શબે કદ્રની અધિક સંભાવના હોય છે. જે પોતાની બરકતોના હિસાબથી હજાર મહિનાઓથી બેહતર છે. તે જ રાતમાં હઝરત જીબ્રઈલ (અલૈ.) ફરિશ્તાઓ સાથે જમીન પર ઉતરે છે. અને એ દરેક બંદા માટે, જેને ખુદાપાકની યાદમાં જુએ છે, દુઆ કરે છે. *(મિશ્કાત)*

## ❊ રમઝાન : મગફિરતનો મહિનો ❊

રમઝાનુલ મુબારકના મહિનાને તેની મહત્વતાના લીધે "મહિના-ઓનો સરદાર" કહેવામાં આવે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, તેનો પહેલો ભાગ રહમત છે, વચલો ભાગ મગફિરત છે અને છેલ્લો ભાગ જહન્નમથી છૂટકારો છે.

મતલબ આ એવો મહિનો છે કે તેમાં અલ્લાહ તઆલાની મહેરબાનીઓ બંદાઓ પર સતત વધતી જ રહે છે. આસ્માનવાસી ફરિશ્તાઓ અને સમુદ્રની માછલીઓ પણ રોઝેદારથી મુહબ્બત કરે છે. અને તેના માટે મગફિરતની દુઆ કરે છે. અને આખી રાત અલ્લાહપાકે નિયુક્ત કરેલ એક પુકારનાર પુકારતો રહે છે કે, "છે કોઈ માફી માંગનાર ?" સેહરી અને ઈફતારીનો સમય તો છે જ

દુઆની કુબૂલિયતનો ! આ તે મહિનો છે, જેમાં બંદાઓનું ખાવું-પીવું, સૂવુ-જાગવુ બધુ જ ઈબાદત ગણાય છે. અને રોઝા જેવી અજોડ ઈબાદત પણ આ મહિનામાં જ ફર્ઝ થઈ છે. નફિલનો સવાબ ફર્ઝના તોલે અને ફર્ઝનો સવાબ સિત્તેર ગણો વધારે આપવામાં આવશે. તેની એક રાત (શબે કદ્ર)ની ઈબાદત ૮૦ વર્ષની ઈબાદત પર ભારે છે.

ઈમામ ગઝાલી (રહ.) રોઝાનો હેતુ દર્શાવતાં લખે છે કે, રોઝાથી માણસ પોતાની ખ્વાહિશો અને મનેચ્છાઓ ઉપર કાબૂ મેળવી ફરિશ્તાઓની જેમ નૂરાની બની જાય છે. પોતાની આદતો અને ખ્વાહિશોના બંધનથી મુક્ત થઈ જાય છે. તેની મનેચ્છાઓમાં સંતુલન આવી જાય છે. ભૂખ-તરસ વેઠવાને લઈ ગરીબો અને જરૂરતમંદોનો એહસાસ કરી તેમનો ખ્યાલ રાખે છે.

શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.) ફરમાવે છે કે, સામાન્ય વાતાવરણમાં જ્યારે બધા જ માણસો રોઝો રાખે છે, તો તે સર્વ-સામાન્ય બાબત હોવાને લઈ રિવાજ બની જવાથી તથા રિયાકારી (દેખાડા)થી બચાવે છે. દરેકને રોઝાની હાલતમાં જોઈ કમઝોરોની હિંમતમાં પણ વધારો થાય છે. ગુનાહોથી હિફાઝત થાય છે.

આ મહિનાને કુર્આન શરીફ સાથે ખાસ સબંધ છે. આ સબંધોના કારણે કુર્આન શરીફ આ મહિનામાં ઉતારવામાં આવ્યું. આ મહિનો દરેક પ્રકારની ભલાઈઓ અને બરકતો ભેગી કરનાર છે.

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.)નો ઈર્શાદ છે કે, અમલની તૌફીક દૃઢ નિશ્ચય (અઝમ્)થી મળે છે. એટલે મુસ્લિમોએ ખાસ કરીને રમઝાનુલ મુબારકમાં પોતાની તમામ શક્તિઓ ફર્ઝ, નફલ, ઝિક્ર તથા તિલાવતમાં લગાવી દેવી જોઈએ અને નિરર્થક (બેકાર) તથા મકરૂહ કામોથી બચવું જોઈએ. બની શકે ત્યાં સુધી નેક અઅ્માલ પાબંદીપૂર્વક અદા કરવા જોઈએ. અને આ મહિનાને એક અમૂલ્ય તક સમજવી જોઈએ.

હદીષ શરીફની કિતાબોમાં રમઝાન વિશે જેટલી પણ હદીસો બયાન કરવામાં આવી છે, જો ઉંડી દૃષ્ટિથી તેનો અભ્યાસ કરવામાં આવે તો રમઝાન આવવાનો એક જ હેતુ માલુમ પડે છે, તે છે ‘‘અલ્લાહપાકની નજદીકી તથા ખૂશી.’’ જેને આમાલે સાલિહા તથા મગફિરત (ક્ષમાયાચના)થી મેળવી શકાય છે. એટલા માટે કે અલ્લાહપાકની નજદીક જવા માટે જેમ સદ્કાર્યો દરજ્જાઓ ઉંચા કરે છે, તેમ ગુનાહો રસ્તામાં રોળા અટકાવે છે. જેનો ઉપાય ક્ષમા-યાચના (ઈસ્તિગફાર)થી શક્ય છે.

હઝરત અનસ (રદી.)ની રિવાયત છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ‘‘શું હું તમોને તમારી બીમારી તથા તમારી દવા (ઉપચાર) ન બતાવું ? સાંભળો ! તમારી બીમારી તમારા ગુનાહો છે અને તમારી દવા અલ્લાહપાકથી ગુનાહોની માફી માંગવી છે.’’

*(અત્તરગીબ : ૨/૪૬૮)*

તમામ બીમારીઓ, તકલીફો તથા પરેશાનીઓનો ઈલાજ ઈસ્તિગફારમાં જ છે. કુર્આન શરીફની એક આયત પણ તેનું સમર્થન કરે છે. જેનો અર્થ થાય છે : ‘‘હે મારી કૌમ ! પોતાના પાલનહારથી પોતાના ગુનાહોની માફી માંગો અને તેની તરફ પાછા ફરો. તે તમારા પર મુશળધાર વરસાદ વરસાવશે, અને તમને વધુ શક્તિ આપી તમારી (હાલની) શક્તિમાં વધારો કરી આપશે. તમે પાપી બની જઈ મોઢુ ન ફેરવો.’’ *(સૂરએ હૂદ : ૫૨)*

મુફસ્સિરીન (ભાષ્યકારો) લખે છે કે, કૌમે આદ ત્રણ વર્ષથી દુકાળમાં સપડાયેલી હતી, વરસાદ પડતો ન હતો. હઝરત હૂદ (અલૈ.)એ તેમને કહ્યું કે, જો તમે સતત પોતાના ગુનાહોની માફી માંગતા રહો, તો અલ્લાહપાક દુકાળ પણ દૂર કરશે અને સત્તા તથા શક્તિ પણ અતા કરશે.

ઈસ્તિગફારના લીધે તેનાથી પણ મોટી ખૂશખબરી તે છે, જે

હઝરત નૂહ (અલૈ.)એ પોતાની કૌમને આપી. જેમાં સાત પ્રકારના ઈનામોથી નવાઝવાની ખૂશખબરી આપવામાં આવી છે.

કુર્આન શરીફમાં તેનો ઉલ્લેખ છે : "તો મેં (નૂહ અલૈ.ને) કહ્યું કે, તમારા પાલનહારથી (ગુનાહોની) માફી માંગો. સાચે જ તે બહુ માફી આપનાર છે. તે તમારા પર મુશળધાર વરસાદ વરસાવશે અને તમારી સંપત્તિ તથા સંતાનોમાં વધારો કરશે અને તમારા માટે બગીચાઓ તથા (વહેતી) નહેરો બનાવી આપશે. તમને શું થયું છે કે, અલ્લાહપાકની મહત્વતા અને મહાનતાની માન્યતા નથી રાખતા ?"

*(સૂરએ નૂહ : આયત-૧૦ થી ૧૩)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ઈસ્તિગફારના ત્રણ ફાયદાઓ દર્શાવ્યા છે : (૧) ઈસ્તિગફારથી ગમ (વિષાદ) દૂર થાય છે. (૨) તંગી તથા કડવાશ મટે છે. (૩) જ્યાંથી ખ્યાલ પણ ન આવે ત્યાંથી રોજી મળે છે.

આપના શબ્દોમાં જોઈએ કે, "જે માણસ હંમેશ ઈસ્તિગફાર કરતો રહે છે, અલ્લાહપાક તેના માટે દરેક ગમને ખૂશીમાં તબ્દીલ કરી નાંખે છે અને દરેક સંકડાશને મોકળાશમાં પરિવર્તિત કરે છે. અને તેને એવી જગ્યાએથી રોજી આપે છે, જ્યાંથી તેની કોઈ ગણત્રી પણ ન હોય." *(અત્તરગીબ : ૨/૬૪૮)*

જ્યારે સામાન્ય દિવસોમાં ઈસ્તિગફારની આટલી ફઝીલત છે, તો રમઝાન જેવા મહાન મહિનામાં તેના લીધે બંદાઓ પર કેટલી નવાઝિશ થતી હશે, તેની તો કલ્પના જ કરી શકતા નથી.

ઉમ્મતની તકલીફથી આપને તકલીફ થતી હતી તેમજ આપ ઉમ્મતની ભલાઈ માટે આગ્રહી હતા. *(સૂ.તવબહ્ : ૧૨૮)* તે છતાં રમઝાનમાં જે મગફિરતથી મહરૂમ રહી ગયો, તેનાથી આપ એટલા નારાજ થયા કે તેના માટે બદ્દુઆ ફરમાવી. જો કે આ બદ્દુઆ પણ

શફકત (સ્નેહ)ના કારણે જ છે. જેથી આપણે રમઝાનુલ મુબારકની કદર કરી લઈએ અને ગફલતભરી ઉંઘમાંથી ઉઠી જઈએ અને પોતાના કુકર્મોના ડાઘાઓ પશ્ચાતાપના આંસુઓ વડે ધોઈ નાંખીએ.

હકીમુલ ઉમ્મત હઝરત થાનવી (રહ.) ફરમાવે છે કે, રમઝાનુલ મુબારકના મહિનો એવી રીતે જવો જોઈએ કે, જ્યારે તે ખત્મ થાય તો એક પણ ગુનો આપણા નામએ અઅ્માલ (કર્મપોથી)માં બાકી બચ્યો ન હોવો જોઈએ. નહીંતર હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની બદ્દુઆ લાગી જવાનો ભય રહે છે. (તૌબા-ઈસ્તિગફાર પછી પણ રમઝાનમાં ગુનાહની શક્યતા જ્યારે બાકી રહે છે) તો ફરમાવતા હતા કે, આ બદ્દુઆથી બચવા માટે એક બહુ જ સરળ ઉપાય છે. તે આ કે, ૨૯ અથવા ૩૦ રમઝાને અસરની નમાઝથી ઈફતારી સુધીની ક્ષણો અથવા છેલ્લી દસ મિનિટો એકાંત તથા એકચિત્તે એવી રીતે પસાર કરવી જોઈએ કે તેમાં ગુનાહો પર પસ્તાવો વ્યક્ત કરવામાં આવે તેમજ આવનારા દિવસોમાં તે ગુનાહો છોડી દેવાનો દૃઢ સંકલ્પ (પાકો ઈરાદો) કરવામાં આવે અને રડી રડીને પોતાના ગુનાહોની માફી માંગવામાં આવે. અને જો એકાંત ન મળે તો જે સ્થિતિ હોય તે સ્થિતિમાં જેટલું બને તેટલું ઈસ્તિગફાર આ છેલ્લી ઘડીઓમાં પઢતા રહેવું જોઈએ. કારણ કે રમઝાનની આખરી પળોમાં જો આપણી જીભ પર ઈસ્તિગફાર હશે, તો અલ્લાહપાકથી ઉમ્મીદ છે કે, આપણે પેલી બદ્દુઆથી બચી જઈશું. અલ્લાહપાક આપણને બધાને અમલની નેક તૌફીક આપે, આમીન.



# ❋ રોઝાનો મકસદ ❋

રોઝો ઈસ્લામની એક પાયાની બાબત (રુકન) છે. માનવીના નૈતિક ઘડતરમાં રોઝાની બહુ મોટી ભૂમિકા છે. રોઝાથી જે સદ્‌ગુણોનો વિકાસ થાય છે, તેને કુર્આને કરીમ એક સર્વગ્રાહી શબ્દ 'તકવા' વડે વ્યકત કરે છે.

અલ્લાહપાકે ઈન્સાનને જિસ્મ (શરીર) તથા રૂહ (આત્મા) બંને વસ્તુ આપી છે. તેમાં ફરિશ્તાઓ જેવા સદ્‌ગુણો સહિત શયતાન જેવા દુર્ગુણો પણ રાખ્યા છે. રૂહ તેને ઉપર લઈ જવા માંગે છે અને જિસ્મ તેને નીચે ખેંચે છે. માણસ એક તરફ તો માટીનું પૂતળું છે, પરંતુ તેમાં પ્રાણ ખુદાએ પુર્યો છે. અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે કે, ''માનવીને ખણખણતી માટીમાંથી બનાવવામાં આવ્યો છે.'' *[રહમાન : ૧૪]*

બીજી જગ્યાએ છે કે, ''જ્યારે હું તેને ઘાટ આપી દઉં અને તેમાં મારી (માલિકીની) પ્રાણ ફુંકી દઉં ત્યારે તમે બધા તેની સામે માથું ઝુકાવી દેજો.'' *[હિજ્ર : ૨૯]* માનવજાતને જે અમાનત સુપરત કરવામાં આવનાર હતી, તેને ઉપાડવા માટેની ક્ષમતા ભલાઈ–બુરાઈ વચ્ચે ઉપર્યુકત ખેંચતાણ વગર શકય જ ન હતી.

આજનો આધુનિક માનવી શરીરના વિકાસ માટે ઘણું ધ્યાન આપે છે, પરંતુ આત્મા (રૂહ)ના પ્રતિ કોઈનું ધ્યાન નથી જતું. માનવતા પાયમાલ થઈ રહી છે અને પાશવતા વધતી જઈ રહી છે.

ઈસ્લામે જિસ્મ તથા રૂહ બન્નેના તકાદાઓ પુરા કરવાની વાત કરી છે. એક સાચો મુસ્લિમ માત્ર આખિરત (મરણોત્તર જીવન)ની જ ભલાઈ નથી માંગતો, આ દુનિયાની પણ ભલાઈ માંગે છે.

*[અલ બકર : ૨૦૧]*

રોઝાનો આદેશ એ ઈસ્લામની સર્વગ્રાહિતાનું પ્રતિક છે. તે એક ટ્રેનિંગ કોર્ષ છે. તે માણસને મન પર કાબુ રાખવાની ટેવ પાડે છે.

આત્માને પવિત્ર કરે છે તથા ઉચ્ચ હેતુઓ સિધ્ધ કરવા માટે બલિદાનની ભાવના વિકસાવે છે. એટલે જ નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મોઢેથી અલ્લાહપાકે એલાન કરાવ્યું કે, ''રોઝો મારા માટે છે અને હું જ તેનું વળતર (અજ્ર) આપીશ.'' બીજી એક હદીષમાં છે કે, ''રોઝો ઢાલ છે.'' (જેના દ્વારા શયતાનના હુમલાને ખાળી શકાય છે.) હદીષ શ.માં એમ પણ છે કે, ''જ્યારે તમારો રોઝો હોય તો અશ્લીલ વાતો ન કરો, ચીસાચીસ ન કરો. જો કોઈ ગાળાગાળી કરે કે મારવા ચાહે તો રોઝેદારે એમ કહેવું જોઈએ કે હું તો રોઝેદાર છું, હું તો રોઝેદાર છું.'' એક હદીષમાં રોઝેદારની મહત્વતા દર્શાવતાં કહયું છે કે, ''એ હસ્તીના સોગંદ, જેના હાથમાં મુહમ્મદ (સલ.)નો જાન છે, કિયામતના દિવસે રોઝેદારના મોઢાની દુર્ગંધ અલ્લાહપાકના ત્યાં કસ્તૂરીથી વધારે સુગંધીદાર હશે.'' અન્ય એક રિવાયતમાં છે કે, રોઝો તથા કુર્આન કિયામતના દિવસે બંદાની ભલામણ કરશે. રોઝો કહેશે કે, હે પરવરદિગાર ! મેં તેને દિવસે ખાવા–પીવા તથા સહશયનથી રોકી રાખ્યો હતો, એટલે મારી ભલામણ સ્વીકારી લો. બીજી બાજુ કુર્આન કહેશે કે, મેં તેને રાત્રે સુવાથી રોકી રાખ્યો હતો એટલે તેના વિશે મારી ભલામણ સ્વીકારી લો. આમ બન્ને સિફારિશ કરશે.

હઝરત અબૂ ઉમામા (રદી.) રિવાયત કરે છે કે, હું અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) પાસે આવ્યો અને કહયું કે, મને કોઈ એવું કામ બતાવો જે મને જન્નતમાં લઈ જાય. આપ (સલ.)એ કહયું કે, તમારે રોઝા રાખવા જોઈએ. એટલા માટે કે રોઝાની બરાબરી કોઈ અમલ કરી શકે એમ નથી. પછી હું બીજી વખત પણ ગયો (અને આ જ પ્રશ્ન કર્યો) તો આપે કહયું, તમારે રોઝા રાખવા જોઈએ. *[અહમદ, નસઈ]* બીજી એક હદીષમાં છે કે, ''જે કોઈ બંદો અલ્લાહ તઆલાના માર્ગમાં (અલ્લાહપાક માટે) રોઝો રાખે છે તો તે દિવસે અલ્લાહપાક જહન્નમની આગને તેનાથી સિત્તેર વર્ષના અંતરે દૂર

કરી દે છે.'' હઝરત સહલ બિન સઅદ વર્ણવે છે કે, જન્નતમાં એક દરવાજો છે. જેનું નામ રય્યાન છે. કિયામતના દિવસે કહેવામાં આવશે કે, રોઝેદારો કયાં છો ? અને જ્યારે છેલ્લો રોઝેદાર દાખલ થઈ જશે તો તે દરવાજો બંધ કરી દેવામાં આવશે.

રોઝો ઈસ્લામની એક પાયાની બાબત છે. માનવીના નૈતિક ઘડતરમાં રોઝાની બહુ મોટી ભૂમિકા છે. રોઝાથી જે સદ્‌ગુણોનો વિકાસ થાય છે તેને કુર્આન એક સર્વગ્રાહી શબ્દ 'તકવા' વડે વ્યકત કરે છે. તકવા માટે ઉર્દૂમાં પરહેઝગારી શબ્દ વપરાય છે. આ પરેજીને જો શાયરના શબ્દોમાં કહેવી હોય તો એમ થશે.

ઝિંદગીકી રાહમેં ચલ, લેકિન ઝરા બચ બચકે ચલ.

જેના માથા પર કાચના વાસણો મૂકયા હોય તો તે દરેક કદમ સાવચેતીપૂર્વક ઉપાડશે. આવી જ રીતે જીવનમાં તકેદારીથી ડગ માંડવાનું તથા અનિષ્ટોથી બચતા બચતા આગળ વધવાનું નામ 'તકવા' છે. રોઝાનો મકસદ આ જ સ્થિતિ નિર્માણ કરવાની છે.

રોઝો હિ.સન–૨ માં મુસ્લિમો પર ફર્ઝ થયો. તે પૂર્વે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ૧૦મી મુહર્રમ (યવમે આશુરા)નો રોઝો રાખતા હતા. સહાબાએ કિરામ રદી.ને પણ આપ (સલ.)એ એમ કરવાનો આદેશ આપ્યો હતો. મદીના શરીફ પહોંચ્યા પછી દર મહિનાના ત્રણ રોઝા રાખવાની પણ આપે શરૂઆત કરી હતી. અહીં સુધી કે રમઝાનના રોઝા ફર્ઝ થઈ ગયા અને બીજા રોઝાઓ મરજીયાત બની ગયા.

રોઝો એક એવી ઈબાદત છે, જેને દેખાડા ખાતર રખાય એ શકયતા બહુ ઓછી હોય છે. તેમાં ઈખ્લાસ (શુધ્ધતા)નો અવકાશ વધારે હોય છે. એટલે શરીઅતે તેનો સવાબ પણ વધારે રાખ્યો છે.

રોઝાની આ ફઝીલત તે રોઝેદાર માટે છે જે રોઝાની સમગ્ર આચારસંહિતા પાળતો હોય. બાહ્ય રીતે જે વસ્તુઓથી રોઝો તૂટી

જાય છે તેનાથી દૂર રહેવાની સાથોસાથ એવી બાબતોથી પણ દૂર રહેવાની જરૂર છે જેનાથી રોઝાના હાર્દને હાનિ પહોંચે છે. દા.ત. જૂઠું બોલવું, લડાઈ–ઝઘડો, ગાળાગાળી, બદગોઈ કરવી વગેરે.

રોઝેદારનું સ્થાન જુઓ કેટલું ઉંચું છે. એક હદીષમાં છે કે, ત્રણ માણસોની દુઆ રદ થતી નથી : (૧) એક રોઝેદારની. જ્યાં સુધી તે રોઝાની હાલતમાં હોય. (૨) ન્યાયી પ્રશાસકની અને (૩) પરેશાની વેઠનારની. આ ત્રણેયની દુઆઓ અલ્લાહ આકાશો પર ઉઠાવી લે છે અને કહે છે કે, ‘‘મારી ઈઝઝત તથા જલાલની કસમ, હું તમારી મદદ કરીશ. ભલે થોડાક સમય પછી જ કેમ ન હોય.’’

*[અહમદ, તિર્મિઝી]*

બીજી એક હદીષમાં છે, ‘‘જે કોઈ રમઝાનના રોઝા ઈમાન સાથે તથા સવાબની નિય્યતથી રાખશે તો તેના પાછલા તમામ ગુનાહો માફ કરી દેવામાં આવે છે.’’ એક હદીષ આ મુજબ છે કે, ‘‘દીનનો પાયો ત્રણ ચીજો પર છે. (૧) ખુદાના એક હોવાની સાક્ષી આપે, (૨) ફર્ઝ નમાઝો અદા કરે, (૩) રમઝાનના રોઝા રાખે.’’

આ હદીષના ઉલ્લેખ પછી ઈમામ ઝહબી (રહ.) ફરમાવે છે કે, જે શખ્સ કોઈપણ શરઈ કારણ વગર (દા.ત. બીમારી કે પ્રવાસ) રમઝાનના રોઝા છોડી દેશે તો તે શરાબ તથા સુંદરીના વ્યસની હોય એવા ગુનેહગારથી પણ વધારે ખરાબ છે. કેટલાક લોકો તેને ફાસિકોમાંથી ગણે છે.

ઈસ્લામ એક વૈશ્વિક ધર્મ છે. એટલે તેના સિધ્ધાંતો એવા રાખવામાં આવ્યા છે કે, બધા તેના પર અમલ કરી શકે. આ કારણે જ ચાંદ જોઈ (ચંદ્રદર્શન) રોઝો રાખવાનો તથા ચાંદ જોઈને જ ઈદ મનાવવાનો આદેશ આપવામાં આવ્યો છે. આના માટે તેણે ગણત્રી તથા વેધશાળાઓના મંતવ્યનો આધાર લેવાને પસંદ નથી કર્યું. જેથી શહેરવાસીઓ તથા ગામડાવાસીઓ, સુસભ્ય પ્રજાઓ તથા વણઝારાઓ બધા તેની પર અમલ કરી શકે.

રમઝાનનો આખો મહીનો ખૈરો બરકતવાળો છે. એટલે તેની પ્રત્યેક ક્ષણથી ફાયદો ઉઠાવવાની કોશિષ કરવી જોઈએ. ફરાઈઝ સહિત નફિલ ઈબાદતોના પ્રમાણમાં વધારો કરવો જોઈએ.

કુર્આનના અવતરણ (નુઝૂલ)ની શરૂઆત રમઝાનમાં થઈ. એટલે કુર્આન સાથે આ મહિનાનો એક વિશેષ સબંધ છે. આ જ કારણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ મહિનામાં કુર્આનની વધારેમાં વધારે તિલાવત કરતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદી.)ની એક રિવાયતનો અર્થ આ મુજબ છે :

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ બધા લોકોમાં સૌથી વધારે સખાવત કરનાર હતા. જ્યારે રમઝાનનો મહિનો આવતો અને આપ (સલ.)ની મુલાકાત હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામથી થતી તો આપ ઝડપથી ચાલતા પવનથી પણ વધારે સખી બની જતા હતા. *[બુખારી, મુસ્લિમ]*

હઝરત મુજદ્દિદ અલ્ફેષાની (રહ.) ફરમાવે છે કે, ''રમઝાનનો મહિનો બરકતનો મહિનો છે. આ મહિનામાં જેનું મન નેકીઓમાં ચોંટેલું રહેશે, આખું વર્ષ તેનું મન પરોવાયેલું રહેશે અને આ મહિનામાં જેનું મન ભમતું રહેશે, તેનું મન આખું વર્ષ આમતેમ ભટકતું રહેશે.''

જે મહિનામાં શયતાનને પકડી ગોંધી દેવામાં આવ્યા હોય તથા જન્નતના દરવાજા ખોલી દેવામાં આવ્યા હોય તે સમયગાળામાં પણ જો માનવી પોતાના મન પર કાબૂ ન મેળવી શકે તો કયારે મેળવશે?

અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.) ફરમાવે છે કે, રોઝાનો હેતુ મનને તેની રોજિંદી ટેવોમાંથી મુકત કરવાનો છે. અને વાસ્તવિક અર્થમાં સૌભાગ્ય મેળવવાની તેમાં ક્ષમતા પેદા કરવાનો છે. તેની સૌથી સારી રીત એ છે કે, થોડીક મુદ્દત માટે ખાવા–પીવાથી દૂર રહેવાની પ્રેકટીશ કરવામાં આવે.

રોઝાથી આધ્યાત્મિક ફાયદાઓ સહિત શારીરિક ફાયદાઓ પણ થાય છે. રોઝા શરીરની ઉત્કટ ઈચ્છાઓને ઠંડી પાડવામાં ઘણો ભાગ ભજવે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ શાદી ન કરી શકતા હોય એવા યુવાનોને રોઝાનું સૂચન કર્યુ છે.

અકરાંતિયાની જેમ ખાવાથી પેટ તો બગડે જ છે; આધ્યાત્મિક વિકાસ પણ રૂંધાય છે. મનની ઈચ્છાઓ સંતોષવા માટે સતત ભમતા રહેવાથી માણસ સદ્ગુણો સંપન્ન નથી કરી શકતો. રોઝાની વ્યવસ્થા કરી ખુદાપાકે આ મોટી નેઅમત પ્રાપ્ત કરવા માટે માર્ગ મોકળો કરી દીધો છે.

રોઝો એ કાંઈ નકારાત્મક ક્રિયા નથી, બલ્કે તેની કબૂલિય્યત માટે હકારાત્મક અભિગમ એક અનિવાર્ય શરત છે. મતલબ કે ઈમાન હોય તથા સવાબની નિય્યત હોય પછી ભૂખ્યા તરસ્યા રહેવાથી રોઝો આકાર પામે છે. માત્ર ભૂખ્યા તરસ્યા રહેવાનું નામ રોઝો નથી. અલ્લાહપાકના રસૂલ (સલ.)નું કથન છે કે, "જે માણસ જૂઠ બોલતા તથા ખોટું કરતા નહીં ખચકાય તો અલ્લાહપાકને કોઈ જરૂર નથી કે (તે રોઝાના નામે) પોતાનું ખાવા–પીવાનું છોડી દે." એવી જ રીતે આપ (સલ.)એ ફરમાવ્યું : "કેટલાય રોઝેદારો એવા છે કે તેમને તેમના રોઝાથી ભૂખ–તરસ સિવાય કાંઈ નથી મળતું. અને કેટલાય (રાત્રે) નમાઝ પઢનારા એવા છે કે તેમને તેમની નમાઝથી ઉજાગરા સિવાય કાંઈ નથી મળતું." *[દારમી]*

રમઝાન મહિનાનો એક ખાસ તોહફો 'શબે કદ્ર' છે. આ રાતની મહત્વતા પર સ્વયં કુર્આને એક આખી સૂરત વડે પ્રકાશ ફેંકયો છે.

હદીષ શરીફમાં છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પણ આ રાતની ફઝીલતો બયાન કરી છે કે, "જે શખ્સ કદરની રાત્રે ઈમાન તથા સવાબની નિય્યત સાથે ઈબાદતમાં ઉભો રહેશે, તો તેના પાછલા બધા ગુનાહ માફ કરી દેવામાં આવે છે."

શબે કદ્રને ખુદાપાકે વિશેષ હેતુસર છુપાવી રાખી છે. તેની કોઈ ચોક્કસ તારીખ કુર્આનમાં કે હદીષમાં નક્કી કરવામાં આવી નથી. હદીષોમાં જો કે તેને રમઝાનના છેલ્લા દસ દિવસોની એકી સંખ્યા-વાળી રાતોમાં શોધવા માટે પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. આ રાતને છુપાવી રાખવા પાછળનો આશય એ છે કે, તેની તલાશમાં બંદાને અનેક રાતોમાં ઈબાદત કરવાની તૌફીક મળી જાય છે.

હઝરત આયશા (રદી.)નું વર્ણન છે કે, જ્યારે રમઝાનના છેલ્લા ૧૦ દિવસો શરૂ થઈ જતા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ આખી રાત જાગતા અને પોતાના ઘરવાળાઓને પણ જગાડતા અને ઘણી જદોજહદ (કોશિશ) કરતા અને પોતાનો પાયજામો કસીને બાંધી લેતા (મતલબ કે એકચિત્તે ઈબાદતમાં પરોવાય જતા).

આપનો ઈર્શાદ છે કે, ''તમે લોકો શબે કદરને અંતિમ દસ દિવસોની એકી સંખ્યાવાળી રાતોમાં શોધો. *[બુખારી શરીફ]*

રમઝાન મહિનાની ઈબાદતોમાં એક ઈબાદત એ'તેકાફ પણ છે. જેનો હેતુ દિલને દુનિયાના કામકાજથી દૂર કરી થોડાક દિવસો માટે ખુદાના ઘરમાં બેસવાનો છે તથા ઈબાદતમાં તલ્લીન રહેવાનો છે. મસ્જિદને એ'તેકાફ માટે એટલે પસંદ કરવામાં આવી છે કે શાંત ચિત્તે સાચા અર્થમાં માણસ ખુદાની યાદમાં વ્યસ્ત રહી શકે. આમ, તે ખુદાની વધારે નિકટ જઈ શકે છે અને પોતાની અંદર સાચા અર્થમાં તકવો પેદા કરી શકે છે, જે રમઝાનનો ખાસ મકસદ છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દર વર્ષે એ'તેકાફ કર્યો છે અને સાચા દિલવાળા મુસ્લિમોએ પણ દરેક કાળમાં એ'તેકાફને એક સુન્નત તરીકે સમજી અમલ કર્યો છે. હઝ. આયશા રદી. ફરમાવે છે કે, ''આપ (સલ.) દર વર્ષે રમઝાનમાં દસ દિવસ એ'તેકાફ કરતા હતા અને જે વર્ષે આપની વફાત થઈ તે વર્ષે આપે વીસ દિવસનો એ'તેકાફ કર્યો.'' *[બુખારી શરીફ]*

# ❊ રોઝા ❊

## રોઝાની મહત્વતા અને ફરઝિયત :

ઈસ્લામની બુન્યાદી તઅલીમ અને અરકાનમાં ત્રીજો રૂકન રોઝાનો છે. અલ્લાહ તઆલા પોતાના કલામે પાકમાં ફરમાવે છે : **"યા અય્યુહલ્લઝીન આમનૂ કુતિબ અલયકુમુસ્સિયામુ કમા કુતિબ અલલ્લઝીન મિન કબ્લિકુમ લઅલ્લકુમ તત્તકૂન."**

**અર્થ :** અય ઈમાનવાળાઓ ! તમારા ઉપર રોઝા ફર્ઝ કરવામાં આવ્યા છે, જેવી રીતે કે તમારાથી પહેલા (આગલી ઉમ્મત)ના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા. જેથી તમારામાં પરહેઝગારીનો ગુણ પેદા થાય.

ઈસ્લામના અરકાનમાં પુરા રમઝાન માસના રોઝા રાખવા ફર્ઝ છે. અને એની ફરઝિયતનો ઈન્કાર કરનાર કાફિર છે. અને વગર ઉઝરે રોઝા ન રાખનાર ફર્ઝ છોડનાર ગણાશે, અને ફર્ઝને છોડનારો ફાસિક અને ફાજિર (સખ્ત ગુનેહગાર અને ભટકેલો) છે.

રોઝા એ અમ્બિયા (અલયહિમુસ્સલામ)નો તરીકો છે. અને દરેક પયગમ્બરો અને તેમની ઉમ્મતો રોઝા રાખતા હતા. રોઝાનો ખાસ લાભ એ છે કે, એના વડે માણસમાં તકવા અને પરહેઝગારીનો ગુણ પેદા થાય છે, પોતાની નફસાની ખ્વાહિશ (મનેચ્છાઓ) ઉપર કાબૂ મેળવવાની શક્તિ આપે છે. અને અલ્લાહપાકના હુકમ સામે પોતાની ખ્વાહિશ તથા મનેચ્છાને દાબી દેવા ટેવાય છે, તેમજ આત્મા શુદ્ધ બને છે, અને તે કેળવાય છે. રોઝા રાખવાથી તંદુરસ્તી વધે છે. અલ્લાહપાકે ગણત્રીના દિવસો રોઝા રાખવા મુકર્રર ફરમાવ્યા અને ફર્ઝ કર્યા છે. એના પછી પણ રોઝા ન રાખવા એ છેલ્લા પાટલાની નાફરમાની અને નામુરાદી છે. જો કોઈ માણસ ઉઝર અને લાચારી વિના રમઝાન માસનો એક પણ રોઝો છોડી દેશે, તો પણ ઘણો સખત ગુનેહગાર છે.

એક હદીષ શરીફમાં છે કે, જે માણસ કોઈ લાચારી કે બિમારી વગર રમઝાનનો એક પણ રોઝો છોડી દેશે, તો તે જો તેના બદલે પોતાની આખી ઝિંદગી રોઝો રાખે, તો પણ તેનો પુરો હક્ક અદા થશે નહીં. *(મિશ્કાત શરીફ)*

**રોઝાનો સવાબ :**

રોઝામાં ઈબાદતની નિય્યતથી ખાવા-પીવા અને નફસાની ખ્વાહિશ પૂરી કરવાથી પોતાના નફસને રોકવામાં આવે છે. અને અલ્લાહ તઆલાની ખાતર જ પોતાની ઈચ્છાઓ તથા લિઝઝતોને કુર્બાન કરવામાં આવે છે, જેથી અલ્લાહપાકે એનો સવાબ પણ ઘણો જ વધુ રાખ્યો છે.

એક હદીષ શરીફમાં છે કે, જે માણસ પુરા ઈમાન તથા યકીન સાથે અને અલ્લાહપાકની રઝામંદી પ્રાપ્ત કરવા માટે અને તેનાથી સવાબ હાસિલ કરવા માટે રમઝાનના રોઝા રાખશે, તો તેના આગલા દરેક ગુનાહ માફ કરી દેવામાં આવશે. *(મિશ્કાત શરીફ)*

બીજી હદીષ શરીફમાં છે કે, માણસની દરેક નેકીનો સવાબ વધારી દેવામાં આવે છે. અહીં સુધી કે, એક-એક નેકીનો સવાબ દસથી લઈને સાતસો ઘણા સુધી પહોંચી જાય છે. પરંતુ રોઝાના સવાબ માટે અલ્લાહપાક ફરમાવે છે કે, તેનો સવાબ (ગણત્રીથી બાકાત છે) ઘણો જ વધુ છે. એટલા માટે કે, રોઝો ફક્ત મારા માટે છે. અને બંદાઓએ પોતાની ઈચ્છાઓ અને ખાવા-પીવાનું મારી ખુશી માટે છોડ્યું છે, તેથી હું જ એનો બદલો અને અવેજ અર્પણ કરીશ. રોઝાદાર માટે ખુશીના ખાસ બે મોકા છે. એક ખાસ ખુશી તેને રોઝો છોડતી વખતે આ દુનિયામાં જ પ્રાપ્ત થાય છે, અને બીજી ખુશી આખિરતમાં અલ્લાહપાકની સામે હાજર થતાં અને તેના દરબારમાં પહોંચતી વેળા પ્રાપ્ત થશે. રોઝાદારના મોઢાની વાસ અલ્લાહપાકની નજદીક કસ્તુરી (મુશ્ક)ની સુગંધ કરતાં વધુ સારી છે. રોઝો ઢાલ છે,

તેના કારણથી દુનિયામાં બંદો શયતાનના ફરેબથી અને આખિરતમાં દોઝખની આગથી બચેલો રહે છે. રોઝદારને જોઈએ કે, બદકલામી (ખરાબ બોલવા)થી બચે. જો કોઈ તેનાથી ઝઘડો કરે અથવા તેને બુરૂં કહે, તો એને કહી દે કે હું રોઝદાર છું. તારી બુરાઈનો જવાબ આપીશ નહીં. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

વળી બીજી હદીષ શરીફમાં છે કે, રમઝાન અને કુર્આન શરીફ અલ્લાહ તઆલાથી બંદાની સિફારીશ કરશે. રોઝો કહેશે કે, આ બંદાએ દિવસના ખાવું-પીવું તથા નફસાની ખ્વાહિશ મારા ખાતર જ છોડી દીધી હતી (માટે એને બખ્શી દેવામાં આવે અને તેને પૂરેપૂરો અજર આપવામાં આવે), અને કુર્આન શરીફ કહેશે કે, મારા માટે તેણે ઉંઘ છોડી દીધી. એટલે કે, તેણે સૂવાનું મૂકી દીધું, જેથી એના માટે મારી પણ સિફારીશ કબૂલ કરવામાં આવે. તો અલ્લાહ તઆલા તેઓની આ ભલામણ સ્વીકારી લેશે. *(મિશ્કાત શરીફ)*

રોઝાની આ સિવાય બીજી પણ ઘણી ફઝીલત હદીષ શરીફમાં બયાન થઈ છે. પરંતુ રોઝામાં તમામ એ વાતોનો ખ્યાલ કરવામાં આવે કે, જેની રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હિદાયત ફરમાવી છે. એટલે કે, ખાવા-પીવા સિવાય દરેક નાના-મોટા ગુનાહોથી પણ બચેલો રહે. જૂઠું બોલે નહીં, ગીબત કરે નહીં, કોઈની સાથે લડે-ઝઘડે નહીં. મતલબ કે, રોઝાની સ્થિતિમાં દરેક જાહિરી અને બાતિની ગુનાહોથી સંપૂર્ણ બચેલો રહે. જેવી રીતે કે હદીષ શરીફમાં તાકીદ કરવામાં આવી છે.

સારાંશ કે, જો એવી રીતે કામિલ રોઝો રાખવામાં આવે, તો ઈન્શાઅલ્લાહ તે તમામ ફાયદા પ્રાપ્ત થઈ શકે છે, જેનું વર્ણન કરવામાં આવ્યું. અને એવા રોઝા માણસને ફરિશ્તા સિફત બનાવી શકે છે. અલ્લાહ તઆલા આપણને સૌને તવફીક આપે કે, રોઝાની હકીકત તથા તેના દરજ્જા અને મહત્ત્વાને સમજીએ અને તેના કારણે પોતાની અંદર તકવા અને પરહેઝગારીના ગુણો પેદા કરીએ.

**રોઝાના મસ્અલા :**

રમઝાન શરીફના રોઝા દરેક મુસલમાન આકિલ-બાલિગ, મર્દ-ઔરત પર ફર્ઝ છે. જ્યાં સુધી કોઈ ઉઝર ન હોય, ત્યાં સુધી રોઝા છોડી દેવા જાઈઝ નથી. અને જો કોઈ માણસ રોઝાની મન્નત (નઝર) કરે, તો મન્નતના રોઝા ફર્ઝ છે અને કઝા તથા કફ્ફારાના રોઝા પણ ફર્ઝ છે. એ સિવાય બાકીના રોઝા નફલ છે. નફલ રોઝા રાખે તો સવાબ છે. નીચેના પાંચ દિવસોમાં રોઝો રાખવો હરામ છે :

(૧) ઈદુલ ફિત્રનો દિવસ, (૨) ઈદે કુર્બાના ચાર દિવસ એટલે કે, ઝિલ્હજ્જ મહિનાની ૧૦મી તારીખથી ૧૩મી તારીખ સુધીના.

## ❊ ચાંદના મસાઈલ ❊

- મુસલમાનો માટે શઅબાન અને રમઝાન મહિનાની ૨૯મી તારીખે ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત)ના સમયે ચાંદ જોવાની કોશિષ કરવી ફર્ઝે કિફાયા છે. કેમકે રમઝાનના રોઝા દીનના પાંચ અરકાનમાંથી એક છે અને તેનો સીધો સબંધ ચાંદ સાથે છે. *(મસાઈલે રોઝા : ૩૦)*
- આસ્માન વાદળછાયુ હોવાથી રમઝાનનો ચાંદ ન દેખાય, પરંતુ એક દીનદાર, પરહેઝગાર, સાચો માણસ ગવાહી આપે કે મેં રમઝાનનો ચાંદ જોયો છે, તો ચાંદ સાબિત (પુષ્ટિ) થઈ ગયો. ચાહે તે સ્ત્રી હોય કે પુરૂષ. *(બેહિશ્તી ઝેવર : ૧૩૩-૧૩૪)*
- આસ્માન વાદળછાયુ હોવાને કારણે ઈદનો ચાંદ ન દેખાય, તો એક માણસ પર ભરોસો કરવામાં આવશે નહીં, બલ્કે બે ભરોસાપાત્ર, પરહેઝગાર મર્દ અથવા એક દીનદાર મર્દ અને બે દીનદાર ઔરત પોતે ચાંદ જોવાની ગવાહી આપે, તો જ ચાંદ સાબિત થશે. *(બેહિશ્તી ઝેવર : ૧૩૪)*
- રમઝાન, રમઝાન ઈદ (શવ્વાલ) અને બકરી ઈદ (ઝિલ્હજ્જ) સિવાય બાકીના નવ મહિનામાં ચાંદ સાબિત કરવા માટે બે મર્દો

અથવા એક મર્દ અને બે સ્ત્રીઓની ગવાહી કિફાયત કરશે. આસ્માન વાદળછાયુ હોય કે ન હોય. *(ફતાવા રહીમિય્યહ : ૧૨૫/૪)*

- લોકોમાં પ્રચલિત છે કે, જે દિવસે રજબની ચોથી તારીખ હોય છે, એ જ દિવસે રમઝાનની પહેલી તારીખ હોય છે. શરીઅતમાં આની કોઈ પુષ્ટિ અને માન્ય નથી. ચાંદ ન થાય તો રોઝો રાખવો જોઈએ નહીં. *(બેહિશ્તની ઝેવર : ૧૩૪)*
- દૂરબીન વગેરેથી ચાંદ જોવાનો પણ એતેબાર (ભરોસો) થશે. કેમકે એનાથી ચાંદ જોવામાં સહુલત થાય છે. એનાથી ન ઉગેલો ચાંદ ઉગી જતો નથી. *(કિતાબુલ મસાઈલ : ૪૮)*
- ભારતભરમાં ચાંદ કમિટીઓની વ્યવસ્થા હજુ મજબૂત અને અંદરો અંદર જોઈએ તે રીતે જોડાયેલ નથી, બલ્કે દરેક રાજ્ય (અથવા જિલ્લાઓ)ની અલગ-અલગ કમિટીઓ છે. એટલે જો ઉત્તર ભારતમાં ચાંદ જોવાની ખરાઈ થઈ જાય, તો પણ દક્ષિણ ભારતમાં જ્યાં સુધી ભરોસાપાત્ર ચાંદ કમિટીઓ ત્યાંની ખબરને માન્યતા ન આપે, ત્યાં સુધી દક્ષિણ ભારતના લોકોએ અમલ કરવો જાઈઝ થશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૫૬/૨)*
- ચાંદ કમિટીઓ પાસે પહેલા ગવાહીઓ આવે છે, પછી ચાંદ કમિટીઓ તેના ઉપર ચર્ચા-વિચારણા કરે છે કે (શરીઅતની દૃષ્ટિએ) આ ગવાહીઓ ભરોસાપાત્ર છે કે નથી ? શરીઅતને આધિન ચર્ચા-વિચારણાના અંતે તેઓ જે નિર્ણય પર પહોંચે છે, તેનું એલાન કરવામાં આવે છે. હવે એમાં અમુક વાર મોડું થઈ જવું શક્ય છે અને કામ કરવું મુશ્કેલ અને કઠીન હોય છે. એના ઉપર ટીકા-ટીપ્પણી કરવી ઘણી સહેલી છે. *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૧૬/૪)* શરીઅતના કાયદા મુજબ ગવાહી, ગવાહો ચકાસવા વગેરે કામો માટે મોડું થવું સંભવ છે. જેથી આપણે એના ઉપર ટીકા-ટીપ્પણીથી અળગા રહેવું જોઈએ અને

સારો ઉકેલ એ છે કે, દરેક ગામમાં ભરોસાપાત્ર, પરહેઝગાર, ગવાહીને લાયક અમુક વ્યક્તિઓએ કોઈક વ્યક્તિને ત્યાં અથવા મસ્જિદના ધાબા પર ૨૯મી રમઝાનના દિવસે ચાંદ જોવા માટે ઈફતારી કરવી જોઈએ.

**નિય્યત :**

સુબ્હે સાદીકથી સૂરજ આથમે ત્યાં સુધી રોઝાની નિય્યતથી ખાવું-પીવું અને પોતાની નફસાની ખ્વાહિશ (સંભોગ) પૂરી કરવાનું છોડી દેવાને રોઝો કહેવામાં આવે છે. રોઝામાં નિય્યત હોવી શર્ત છે. નિય્યતનો અર્થ દિલના ઈરાદાનો છે. એટલે કે, દિલમાં એવું ધ્યાન હોય કે આજે મારો રોઝો છે, તો પણ રોઝો થઈ જશે. ઝબાનથી નિય્યત કરવી જરૂરી નથી. અને જો આખો દિવસ ભૂખ-તરસ અને સોહબત (સંભોગ) વિગેરેથી બચ્યો અને રોઝાની નિય્યત ન કરી હોય, તો રોઝો થશે નહીં.

રમઝાન શરીફના ફર્ઝ રોઝા, નફલ અને મુકર્રર કરેલા દિવસની નઝર (મન્નત)ના રોઝાની નિય્યત રાતથી જ કરી લે, તો પણ અદા થઈ જાય છે. અને જો રાતના નિય્યત કરી નથી, તો અડધા દિવસથી પહેલાં જ રોઝાની નિય્યત કરી લેવી જોઈએ. દિવસથી મતલબ શરીઅતનો દિવસ. એટલે કે, સુબ્હ સાદીક જો ચાર વાગ્યે થતી હોય અને સાંજે સાત વાગ્યે સૂર્ય આથમી જતો હોય, તો પંદર કલાકનો દિવસ થયો. તે હિસાબે ૧૧ાા (સાડા અગિયાર) વાગ્યે અડધો દિવસ થશે. એ પહેલાં નિય્યત કરી લે. કઝા, કફ્ફારા અને નઝર (મન્નત)ના રોઝા કે જેમાં દિવસ કે તારીખ મુકર્રર કરી ન હોય તો રોઝો રાખવાની નિય્યત રાતથી (સુબ્હ સાદિક પહેલાં) કરવી જોઈએ. જો સવાર થઈ ગયા પછી નિય્યત કરશે, તો રોઝો નફલ થશે. કઝા, કફ્ફારા કે નઝરનો જે રોઝો રાખ્યો હશે, તે અદા થશે નહીં અને ફરીથી રોઝો રાખવો પડશે.

ઘણા લોકો એ ખ્યાલ કરે છે કે, રોઝાની નિય્યત કર્યા પછી ખાવું-પીવું દુરૂસ્ત નથી, એ બેબુનિયાદ છે. સુબ્હ સાદિકથી પહેલાં ખાવું-પીવું વગર વાંધે દુરૂસ્ત છે.

## ❋ નિય્યત સબંધિત મસાઈલ ❋

- સારૂં એ છે કે, રમઝાનુલ મુબારકના રોઝાની નિય્યત સુબ્હ સાદિકથી પહેલાં કરી લેવામાં આવે. સુબ્હ સાદિકથી પહેલાં રમઝાન માસનો રોઝો રાખવાનો ઈરાદો ન હતો, સુબ્હ સાદિક પછી ઈરાદો થઈ ગયો કે રોઝો રાખવો જ છે, તો જો સુબ્હ સાદિક પછી કંઈ ખાધું-પીધું ન હોય તો નિય્યત સહીહ છે. કંઈ ખાધું-પીધું ન હોય તો (શરીઅતના હિસાબ પ્રમાણેના) અડધા દિવસ પહેલાં સુધી રમઝાન માસના રોઝાની નિય્યત કરી શકે છે. *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૪૪/૪)*
- કોઈ માણસ ૨૯ શઅબાનના ભારતથી રવાના થયો અને (શરઈ હિસાબ પ્રમાણેના) અડધા દિવસથી પહેલા પહેલા સઉદી પહોંચી ગયો, જ્યાં રમઝાન માસ શરૂ થઈ ચૂક્યો છે અને લોકો રોઝાની હાલતમાં છે, તો જો તે માણસે સુબ્હ સાદિક પછીથી રોઝાથી વિરૂદ્ધ કોઈ કામ (ખાવું-પીવું વગેરે) કર્યું નથી, તો રોઝાની નિય્યત કરવી એના પર જરૂરી છે. અને આ રોઝો રમઝાનનો રોઝો ગણાશે. *(કિતાબુલ મસાઈલ : ૫૭/૨)*
- કોઈ માણસ ૨૯ શઅબાનના ભારતથી રવાના થયો અને ઝવાલ પછી સઉદી પહોંચ્યો, તો જો તેણે સવારથી જ રોઝાની નિય્યત કરી રાખી છે, તો એનો રોઝો માન્ય ગણાશે. અને જો અડધા દિવસ પહેલાં રોઝાની નિય્યત કરી ન હતી, તો ઝવાલ પછી નિય્યત કરવાથી રોઝો માન્ય ગણાશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૫૭/૨)*
- કોઈ માણસ ૨૯ રમઝાનના ભારતથી રોઝો રાખીને નીકળ્યો,

પરંતુ સઉદીમાં ઈદ હતી, તો હવે એ માણસ ત્યાં જઈને રોઝો તોડી નાંખે. (હવે જો તેના રોઝા ૨૯ થી ઓછા થયા હોય તો પછી એક રોઝાની કઝા કરી લે.) *(કિતાબુલ મસાઈલ : ૫૭/૨)*

- કોઈ માણસ સઉદીમાં રમઝાનનો ચાંદ જોઈને રોઝો રાખે અને એ જ દિવસે બપોર સુધીમાં ભારત પહોંચી ગયો, જ્યારે અહિયાં એ દિવસે શઅબાનની ૨૯ તારીખ હતી, તો આ રોઝો તેનો રમઝાનનો ગણાશે. (હવે તે વ્યક્તિ ત્યાં સુધી રોઝો રાખવાનું ન છોડે, જ્યાં સુધી ભારતમાં ઈદનું એલાન ન થઈ જાય. ચાહે એના રોઝા ૩૦ થી વધી જાય.) *(કિતાબુલ મસાઈલ : ૫૮/૨)*

- કોઈ માણસ સઉદીમાં ઈદનું એલાન સાંભળીને રાતની ફલાઈટથી રવાના થઈ ગયો અને સુબ્હ સાદિકથી પહેલાં ભારતમાં આવી ગયો, તે વખતે અહિયાં રમઝાનના દિવસો બાકી હતા, તો તે માણસે અહિયાં રોઝો રાખવો પડશે. *(કિતાબુલ મસાઈલ : ૫૮/૨)*

- નફિલ રોઝા, નક્કી કરેલ દિવસના મન્નતના રોઝા અને રમઝાન શરીફના રોઝામાં રાતથી નિય્યત કરે અથવા સવારે અથવા (શરઈ હિસાબ પ્રમાણેના) અડધા દિવસ પહેલાં નિય્યત સહીહ થઈ જશે. એ સિવાયના બીજા રોઝાઓમાં રાતથી નિય્યત કરવી જરૂરી છે. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૩૪૬/૬)*

- નિય્યત એટલે દિલનો ઈરાદો, ઝબાનથી નિય્યત કરવી જરૂરી નથી. એટલે જો કોઈ માણસ રાતના જ દિલમાં રોઝાનો ઈરાદો કરીને સૂઈ જાય, તો હવે વધારાની નિય્યતની કોઈ જરૂરત નથી. *(મસાઈલે રોઝા : ૫૧)*

- સેહરી કરતી વખતે રોઝાની નિય્યત કરવાનું ભૂલી ગયો અને સેહરી કરતી વખતે રોઝો ન રાખવાનો કોઈ ઈરાદો ન હતો, તો સેહરી કરવી પણ રોઝાની નિય્યત ગણાશે. *(ફતાવા રહીમિય્યહ : ૭૦/૪)*

## જે કારણોથી રોઝો તૂટતો નથી અને જે કારણોથી રોઝો તૂટી જાય છે :

- રોઝામાં દિવસે આંખોમાં દવા કે સૂરમો લગાડવાથી અથવા શરીર પર તેલ ચોળવાથી કે માથામાં તેલ નાંખવાથી, ખુશ્બૂ (અત્તર) વિગેરે લગાડવા કે સુંઘવાથી, ઠંડક માટે ન્હાવાથી કે કાનમાં પાણી જવાથી, મિસ્વાક કરવાથી, ઈન્જેક્શન લેવાથી કે પોતાનું થૂંક કે બલગમ ગળી જવાથી રોઝો તૂટશે નહીં.

- આપોઆપ ઉલ્ટી થાય તો તેનાથી રોઝો તૂટતો નથી. પછી તે ઉલ્ટી થોડી હોય કે વધારે. પરંતુ જો પોતે જાણી જોઈને ઉલ્ટી કરી હોય અને તેમાં મોઢુ ભરીને ઉલ્ટી થઈ, તો રોઝો જતો રહ્યો અને જો એનાથી થોડી હોય (એટલે કે મોઢુ ભરીને ન હોય) તો પોતે જાણી જોઈને કરવાથી પણ રોઝો તૂટશે નહીં.

- થોડીક ઉલ્ટી આવી, પણ આપોઆપ ગળામાં પાછી ચાલી જાય, ત્યારે રોઝો તૂટ્યો નથી. પણ જો જાણી જોઈને તે પાછી ગળી જાય, તો રોઝો તૂટી જશે.

- રોઝામાં સુવાની હાલતમાં એહતિલામ (વીર્યપાત, સ્વપ્નદોષ) થઈ જાય, તો રોઝો તૂટશે નહીં. એવી જ રીતે જાગૃત અવસ્થામાં કોઈ ઔરત અથવા એવું દૃશ્ય જોવાથી અથવા મનમાં કોઈ એવા વિચાર કે ખ્યાલથી એહતિલામની જેમ ગુસલ વાજિબ થઈ જાય, ત્યારે પણ રોઝો તૂટશે નહીં.

- રાત્રે ગુસલની હાજત થઈ, પણ ગુસલ કર્યું નહીં અને દિવસે ગુસલ કર્યું, તો પણ રોઝો થઈ ગયો. એટલું જ નહીં પણ આખો દિવસ ગુસલ ન કર્યું, તો પણ રોઝો જશે નહીં. પરંતુ એનું આખો દિવસ ગુસલ (જનાબત)ની હાલતમાં રહેવું સખ્ત ગુનોહ છે. એનાથી રોઝો મકરૂહ થઈ જાય છે.

- રોઝાની હાલતમાં પતિ-પત્નીનું સાથે સૂવું, અડકવું, પ્યાર કરવો વિગેરે દુરૂસ્ત છે. પણ જો ઈન્ઝાલ (વીર્યપાત) થઈ જવાની બીક હોય અથવા પોતાનું મન કબ્જામાં રહી શકે તેમ ન હોય તો મકરૂહ છે. અને જો બીક ન હોય તો મકરૂહ નથી. આ સૂરતમાં ઈન્ઝાલ થઈ જાય, તો રોઝો તૂટી જશે અને કઝા વાજિબ થશે.
- કોલસો ચાવી દાંતો ઉપર ઘસવું અથવા દાંતો ઉપર મંજન લવાડવું મકરૂહ છે. જો તેમાંથી કંઈક ગળામાં ઉતરી જશે, તો રોઝો તૂટી જશે.
- પોતાના મોઢા વડે કોઈ વસ્તુ ચાવવી અથવા કોઈ ચીઝ ચાવી બાળકને ખવડાવવી મકરૂહ છે. પરંતુ જરૂરત અને લાચારીના સમયે મકરૂહ નથી.
- મીઠુ (નમક) વિગેરેનો સ્વાદ ચાખીને થૂંકી દેવું, તેનાથી રોઝો તૂટતો નથી, પણ વગર જરૂરતે મકરૂહ છે. ઔરતને પોતાના પતિ અને બબરચી (ભઠીયારા)ને પોતાના શેઠના ગુસ્સાના ખ્યાલથી ચાખીને થૂંકી દે, તો મકરૂહ નથી.
- જાણી જોઈને મોઢામાં થૂંક ભેગું કરી ગળી જવું, કોઈની ગીબત કરવી, જૂઠુ બોલવું, લડાઈ-ઝઘડો કે ગાળ-ગલોચ કરવી, બેચેની અને ગભરાટ જાહેર કરવો, ફસદ ખોલાવવી (ખરાબ લોહી કઢાવવું), આ બધી વાતોથી રોઝો મકરૂહ થાય છે અને સવાબ ઓછો થઈ જાય છે.
- દાંતોમાં કે મોઢામાં નીકળેલું લોહી થુંકની સાથે ગળી જાય અને તેમાં જો લોહી થુંક કરતાં ઓછું હોય અને લોહીનો સ્વાદ ગળામાં ખબર ન પડે, તો રોઝો તૂટતો નથી. પરંતુ જો લોહી થુંક કરતાં વધુ હોય અને ગળી જાય, તો રોઝો તૂટી જશે.
- દાંતમાં સોપારીનો ટુકડો અથવા ગોશ્તના રેસા કે કોઈ ચીઝ

અટકેલી હતી અને તેને ખિલાલથી કાઢી, પણ મોઢામાંથી બહાર કાઢી નહીં અને આપોઆપ ગળામાં ઉતરી ગઈ, ત્યારે જો તે ચણાથી ઓછી હોય તો રોઝો તૂટશે નહીં, અને તે જો ચણા બરાબર અથવા ચણા કરતાં મોટી હશે, તો રોઝો તૂટી જશે. પરંતુ મોઢામાંથી બહાર કાઢીને ફરી જો તે વસ્તુ ગળી જાય, ત્યારે ચણા કરતાં નાની હશે તો પણ રોઝો તૂટી જશે.

- કોઈ માણસ મોડો ઉઠ્યો અને રાત બાકી છે એમ સમજી સેહરી ખાઈ લીધી, પછી ખબર પડી કે સવાર થઈ ગઈ છે, તો રોઝો થયો નથી. કઝા રાખી લે, કફ્ફારો નથી. એવી જ રીતે દિવસ આથમી ગયો છે એવા અનુમાનથી કોઈએ રોઝો ઈફતાર કરી લીધો અને ખરૂં જોતાં હજુ દિવસ બાકી હતો, તો એવા સંજોગોમાં પણ રોઝો જતો રહ્યો. હવે તેની કઝા રાખી લે, કફ્ફારો નથી.
- કોગળો કરતી વખતે ગળામાં પાણી ચાલ્યુ ગયું અને રોઝો યાદ હતો, તો રોઝો તૂટી ગયો. કઝા રાખવો પડશે, કફ્ફારો નથી.
- મોઢામાં પાન દબાવીને સૂઈ જાય અને એમ જ સવાર થઈ જાય, પછી જાગે ત્યારે રોઝો થયો નથી. કઝા રાખે, કફ્ફારો તેના ઉપર વાજિબ થશે નહીં.
- રોઝાની હાલતમાં બીડી કે હુક્કો પી લેવાથી રોઝો તૂટી જાય છે. કઝા વાજિબ થશે, કફ્ફારો નથી. પરંતુ જે લોકોને પીવાની ટેવ છે અથવા કોઈ ફાયદા માટે પીએ, તો તેના ઉપર કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે.
- રોઝાની હાલતમાં નાકમાં દવા કે તેલ નાંખવાથી, તપખીર સુંઘી લેવાથી, નાસ લેવાથી, જુલાબ માટે એનીમા લેવાથી રોઝો તૂટી જાય છે. કઝા વાજિબ થશે.
- લોઢુ, તાંબુ, પથ્થર, કાંકરી કે લાકડાનો ટુકડો અથવા કોઈ એવી વસ્તુ ખાધી કે જે લોકોના ખાવામાં આવતી ન હોય, તો તેનાથી

રોઝો તૂટી જશે અને કઝા વાજિબ થશે. પણ મજકૂર એવી કોઈ વસ્તુમાં કે જે દવા તરીકે લોકો ખાય છે, તે જો ખાય લેશે, તો પણ રોઝો જતો રહ્યો અને કઝા તથા કફ્ફારો બન્ને વાજિબ થશે. એવી જ રીતે કોઈને માટી ખાવાની આદત હોય અને તે જો માટી ખાય લેશે, તો કઝા અને કફ્ફારો બન્નેવ વાજિબ થશે.

- કોઈએ ભૂલથી ખાય-પી લીધું અને એમ સમજ્યો કે, મારો રોઝો જતો રહ્યો અને તેથી કરીને ફરીથી જાણી જોઈને ખાધું, તો હવે રોઝો જતો રહ્યો. તેના ઉપર કઝા વાજિબ છે, કફ્ફારો વાજિબ નથી.
- રમઝાન મહિનામાં રોઝો રાખી કોઈ એવી વસ્તુ કે જે માણસના ખોરાક અથવા કોઈ દવામાં કે શરીરના ફાયદા કે લિઝઝત માટે વાપરવામાં આવે છે, તે જાણી જોઈને ખાધી કે પીધી અથવા જાણી જોઈને સોહબત (સંભોગ) કરી, તેમાં ઈન્ઝાલ (વીર્યપાત) થાય કે ન થાય, તો પણ રોઝો તૂટી જશે. કઝા તથા કફ્ફારો બન્નેવ વાજિબ થશે.
- કોઈને એકાએક ઉલ્ટી થઈ અથવા એહતિલામ (વીર્યપાત) થઈ ગયો અથવા કોઈ એવા ખ્યાલથી ઈન્ઝાલ થઈ ગયો કે ભૂલથી સોહબત કરી લીધી અને મસ્અલાની ખબર ન હોવાના લીધે તે સમજ્યો કે મારો રોઝો તૂટી ગયો અને એમ સમજીને ખાધું, તો હવે તેનો રોઝો તૂટી ગયો. તેણે માત્ર રોઝાની કઝા કરવી પડશે. પરંતુ જો તેને મસ્અલાની ખબર હશે કે આથી રોઝો જતો નથી, અને જાણી જોઈને રોઝો ઈફતાર કર્યો, તો કઝા અને કફ્ફારો બન્નેવ વાજીબ થશે.
- કોઈએ સૂરમો લગાડ્યો અથવા ફસદ ખોલાવી (ખરાબ લોહી કઢાવ્યું), માથામાં કે શરીરમાં તેલ લગાવ્યું અથવા મિસ્વાક કર્યું અને એમ સમજે કે મારો રોઝો તૂટી ગયો, અને જાણી જોઈને

ખાઈ લીધું, તો કઝા અને કફ્ફારો બન્નેવ વાજિબ થશે.

- રમઝાન મહિનામાં જો કોઈનો રોઝો તૂટી ગયો, તો પણ દિવસમાં કાંઈ ખાવુ-પીવુ દુરૂસ્ત નથી. આખો દિવસ રોઝદારની જેમ રહેવું વાજિબ છે.
- રોઝાની હાલતમાં દાંત કઢાવવામાં વાંધો નથી, પરંતુ દાંત કઢાવ્યા બાદ મોટે ભાગે ઘણુ લોહી નીકળે છે, અને તે લોહીનો થૂંક સાથે પેટમાં ચાલ્યા જવાનો ભય છે. અને જો એ રીતે પેટમાં લોહી ચાલ્યું ગયું, તો રોઝો તૂટી જશે. એટલે સખ્ત મજબૂરી ન હોય તો બેહતર એ છે કે, રમઝાનમાં દાંત ન કઢાવે. વગર ઉઝરે રમઝાનમાં દાંત કઢાવવો મકરૂહ છે. *(કિતાબુલ ફતાવા : ૪૦૦/૩)*
- પેસ્ટમાં સ્વાદ હોય છે અને રોઝાની હાલતમાં કોઈ પણ વસ્તુનો સ્વાદ ચાખવો મકરૂહ છે. એટલા માટે રોઝાની હાલતમાં ટૂથ-પેસ્ટ કરવાથી બચવું જોઈએ. *(કિતાબુલ ફતાવા : ૪૦૧/૩)*
- રોઝાની હાલતમાં હસ્તમૈથુન મકરૂહે તહરીમી અને ગુનાહનું કામ છે. આમ કરવાથી જો વીર્ય ન નીકળે, તો રોઝો ફાસિદ થશે નહીં, અને જો વીર્ય નીકળી ગયું, તો રોઝો ફાસિદ થશે. કઝા કરવી પડશે. હા, કફ્ફારો આપવો પડશે નહીં. *(ફતાવા રહીમિય્યહ : ૮૪/૪)*
- કોઈ સ્ત્રી રોઝાની હાલતમાં પેશાબની જગ્યાએ દવાનું પૂમડું મૂકે તો એનાથી રોઝો તૂટી જશે. હા, સેહરીથી પહેલાં મૂક્યું હોય અને સહેરી પછી રોઝાની હાલતમાં પણ તે ત્યાં જ રહે, તો રોઝો તૂટશે નહીં. *(કિતાબુલ ફતાવા : ૩૮૩/૩)*
- રોઝાની હાલતમાં પોસ્ટ કવરના ગુંદરને પોતાની જીભ વડે ભીનો કરવો મકરૂહ છે. જો ગુંદરનો કોઈ ભાગ ગળાથી નીચે ચાલ્યો ગયો, તો રોઝો તૂટી જશે. *(કિતાબુલ ફતાવા : ૪૦૦/૩)*

- રોઝાની હાલતમાં કોઈને લોહી આપવાથી રોઝો તૂટતો નથી. પરંતુ જો એને ડર (બીક) હોય કે લોહી આપ્યા બાદ આખો દિવસ રોઝો રાખી નહીં શકાય અને બીમારની ગંભીર સ્થિતિ અને મજબૂરી ન હોય તો મકરૂહ છે. *(કિતાબુલ ફતાવા : ૪૦૦/૩)*

- રોઝાની હાલતમાં ગળામાં આપોઆપ માખી ચાલી ગઈ અથવા ધૂમાડો કે ધૂળ આપમેળે ચાલી ગઈ, તો રોઝો તૂટશે નહીં. હા, જો જાણી જોઈને રોઝદારે આમ કર્યું, તો રોઝો તૂટી જશે. *(મસાઈલે રોઝા : ૬૦)*

- પાયરીયાની બીમારીને કારણે પેઢામાં પરૂ નીકળે છે. જે પરૂ મોઢામાં જ બને છે. એટલે એનાથી બચવું શક્ય નથી. અને પરૂની માત્રા પણ થૂંકથી ઓછી હોય છે, જેથી એ પરૂના ગળાની અંદર ચાલ્યા જવાથી રોઝો તૂટશે નહીં. *(ફતાવા રહીમિય્યહ : ૭૭/૪)*

- રોઝાની હાલતમાં ગરમીને કારણે કોગળા કરવા, નાકમાં પાણી નાખવું, વારંવાર મોઢા પર પાણી છાંટવું, ન્હાવું, લીલુ કપડું શરીરના કોઈપણ ભાગ પર મૂકવાથી રોઝો તૂટતો નથી. અને આમ કરવું મકરૂહ પણ નથી. *(મસાઈલે રોઝા : ૭૦)*

- કોલેજો અને સ્કૂલોમાં રમઝાન માસમાં પરીક્ષા આવવાને કારણે રોઝામાં તકલીફ પડવાની ભિતી (ડર) હોય તો પણ રોઝો ન રાખવાની કે તોડવાની ગુંજાઈશ નથી. રોઝો રાખીને જ પરીક્ષા આપે. *(ફતાવા રહીમિય્યહ : ૬૭-૬૮/૩)*

- ગર્ભ રહી ગયાના થોડાક જ દિવસો પછી અમૂક સમયે લેડી ડોક્ટર અથવા ડાયણ ચેકઅપ માટે બારીક અને પાતળા ગ્લોવ્ઝ (મોજા) પહેરીને આંગળી પેશાબની જગ્યામાં નાંખે છે, તો આ રીતે આંગળી નાખવાથી તો રોઝો નહીં તૂટે, પરંતુ જો તેના ઉપર કોઈ પ્રવાહી લગાવ્યું હશે, તો રોઝો તૂટી જશે. *(મસાઈલે રોઝા : ૧૧૪)*

- કોઈ સ્ત્રી રમઝાનના મહિનામાં માસિક બંધ કરવાવાળી દવા લે અને માસિક બંધ થઈ જાય અથવા ન આવે અને રોઝો રાખી લીધો, તો રોઝો અદા થઈ જશે. તેમ છતાં શરીઅત તરફથી માસિકની હાલતમાં રોઝો ન રાખવાનો-તોડવાનો હુકમ છે. તો પછી બેહતર એ છે કે, આ પ્રકારની દવાઓ લેવામાં ન આવે. જે તંદુરસ્તી માટે પણ નુકસાનકારક છે, અને શરીઅત તરફથી છૂટછાટ મળતી હોવા છતાં તે છૂટછાટથી દૂર ભાગવું અને તકલીફ વેઠીને આ કામ કરવું દીની કામોમાં હદથી વધારે પડતું બહાર નીકળવું અતિશ્યોક્તિ કહેવાશે અને તેનાથી મનાઈ ફરમાવવામાં આવી છે. *(કિતાબુલ ફતાવા : ૪૨૧/૩)*
- કોઈ રોઝદાર ભૂલથી કંઈ ખાઈ-પી લે અથવા ભૂલથી પોતાની પત્નિ સાથે સંભોગ કરી લે, તો એનાથી રોઝો તૂટતો નથી. *(કિતાબુલ મસાઈલ : ૭૭/૨)*
- કોઈ વ્યક્તિ કોઈ રોઝદારને ભૂલથી કંઈ ખાતો-પીતો જોઈ લે, તો જો તે રોઝદાર એવો તાકતવર અને તંદુરસ્ત છે કે રોઝાથી એને કોઈ તકલીફ થશે નહીં, તો જોનાર વ્યક્તિએ તેને રોઝો યાદ અપાવવો વાજિબ છે. અને જો તે એવો અશક્ત અને કમઝોર છે કે રોઝાથી એને તકલીફ થાય છે, તો એને રોઝો યાદ ન અપાવે, ખાઈ લેવા દે. *(બેહિશ્તી ઝેવર : ૧૩૮)*
- કોઈ પણ ઈરાદા વગર અનાયાસે મચ્છર કે માખી ગળામાં ચાલી જાય, તો રોઝો તૂટતો નથી. *(કિતાબુલ મસાઈલ : ૭૮/૨)*
- કોઈ ચીઝ જીભથી ચાખીને થૂંકી દીધી, તો રોઝો તૂટશે નહીં. પરંતુ વગર કારણે આમ કરવું મકરૂહ છે. હા, કોઈનો પતિ ખરાબ સ્વભાવનો હોય અને સ્ત્રીને બીક હોય કે ખાવા-પીવામાં નમક (મીઠુ) વગેરે ઓછું-વત્તુ હશે તો પતિ પરેશાન કરશે, તો એના માટે ચાખવું મકરૂહ પણ નથી. *(બેહિશ્તી ઝેવર : ૧૪૦)*

- **રોઝાની હાલતમાં લોહી કઢાવીને ચેકઅપ કરાવવાથી રોઝો તૂટતો નથી. પરંતુ એટલું બધું લોહી પણ ન કઢાવે કે અશક્તિ આવી જાય.** *(કિતાબુલ મસાઈલ : ૭૭/૨)*
- **ઈન્જેક્શન લેવાથી રોઝો તૂટતો નથી.** *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૭૮/૪)* **પરંતુ ઈન્જેક્શન એવું હોય કે દવા દિમાગ અથવા ગળા સુધી પહોંચે, તો રોઝો તૂટી જશે.** *(કિતાબુલ મસાઈલ : ૭૮/૨)*
- **કોઈ કારણસર ગ્લુકોઝ ચઢાવવાથી રોઝો તૂટતો નથી. અને વગર કારણે ચઢાવવાથી મકરૂહ થાય છે.** *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૮૨/૪)*
- **રોઝાની હાલતમાં ડાયાલિસીસ કરાવવાથી રોઝો તૂટતો નથી.** *(કિતાબુલ મસાઈલ : ૭૮/૨)*
- **રોઝાની હાલતમાં કાનનો મેલ કાઢવાથી રોઝો તૂટતો નથી.** *(કિતાબુલ મસાઈલ : ૮૦/૨)*
- **મોઢામાંથી લાળ નીકળીને ટપકે તે પહેલાં તેને ગળી જાય, તો એનાથી રોઝો તૂટતો નથી.** *(કિતાબુલ મસાઈલ : ૮૧/૨)*
- **આંખોમાંથી નીકળેલા આંસુ મોઢામાં ચાલ્યા જાય અને તે પ્રમાણમાં થોડા હોય, જેમકે એક-બે ટીપાં, તો એનાથી રોઝો તૂટશે નહીં. અને જો એટલા પ્રમાણમાં હોય કે એની ખારાશ મોઢામાં સારી રીતે ખબર પડે અને એવા ઘણા બધા ટીપાં ભેગા થઈ જાય અને તેને ગળી જાય, તો રોઝો તૂટી જશે. પસીનાનો પણ એ જ હુકમ છે.** *(મસાઈલે રોઝા : ૬૦)*
- **વુઝૂમાં ખારા પાણીથી કોગળા કરવામાં કોઈ વાંધો નથી. એનાથી રોઝો મકરૂહ નથી થતો.** *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૮૬/૪)*
- **રોઝાની હાલતમાં ટુથપેસ્ટ વાપરવું અથવા કોલસો કે કોઈ મંજન દાંતોમાં લગાવવાથી રોઝો તૂટતો નથી. પરંતુ રોઝાની હાલતમાં આ મકરૂહ છે.** *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૮૬/૪)*

- કુલ્લી કર્યા બાદ મોઢામાં પાણીની જે થોડી ભીનાશ રહી જાય છે, એને થૂંક સાથે ગળી જવાથી રોઝામાં કોઈ ખરાબી કે વાંધો આવતો નથી. *(કિતાબુલ મસાઈલ : ૮૦/૨)*
- દિલની બીમારીઓમાં જે દવા જીભ નીચે મૂકવામાં આવે છે, રોઝાની હાલતમાં એ દવા લેવામાં આવે અને એના રજકણો અથવા એ દવા મિશ્રિત થૂંક ગળી જવાથી સંપૂર્ણપણે બચી શકાતું હોય તો રોઝો ફાસિદ થતો નથી.
*(નવાકિઝે શૌમસે મુતઅલ્લિક નયે મસાઈલ : ૧૯)*
- શ્વાસ જેવી બીમારીઓમાં ઈન્હેલરના ઈસ્તેમાલથી રોઝો ફાસિદ થઈ જશે. *(નવાકિઝે શૌમસે મુતઅલ્લિક નયે મસાઈલ : ૧૯)*

**નોટ :** કોઈ શ્વાસનો રોગી ઈન્હેલર વગર રહી શકે એમ નથી અને ઉપરછલ્લી નજરે તે તંદુરસ્ત જેવો લાગે છે, તો તેને ઈન્હેલર વાપરવાની સાથે સાથે રોઝો રાખવાનો હુકમ આપવામાં આવશે. પરંતુ તંદુરસ્તી પછી સાવચેતીરૂપે કઝા કરવી પડશે. અને જો મૃત્યુ સુધી તંદુરસ્તી ન મળે, તો ફિદયો અદા કરે. આમ કરવામાં વધુ સાવચેતી છે. *(કિતાબુલ મસાઈલ : ૮૫/૨)*

- જે દવા વરાળરૂપે મોઢા કે નાકથી ખેંચવામાં આવતી હોય (જેમ કે નાસ), મશીનથી કે કોઈ બીજી રીતે, એનાથી રોઝો તૂટી જશે.
*(નવાકિઝે શૌમસે મુતઅલ્લિક નયે મસાઈલ : ૧૯)*
- વુઝૂ, ગુસલ અથવા કુલ્લી કરતી વખતે ભૂલથી પાણી ગળામાં ચાલ્યું જાય, તો રોઝો તૂટી જશે. *(આપકે મસાઈલ : ૫૭૪/૪)*
- કોઈ સ્ત્રીને જોવાથી વીર્યભંગ થઈ જાય, તો રોઝો તૂટતો નથી. હા, અડકવા, અડપલાં કરવા, હાથ મિલાવવા અથવા ચુંબન કરવાથી વીર્ય ભંગ થાય, તો રોઝો તૂટી જશે. *(આપકે મસાઈલ : ૫૭૭/૪)*
- પેઢામાંથી એટલું લોહી નીકળે કે તે થૂંકથી વધી જાય અથવા થૂંકથી બરાબર લગભગ થઈ જાય અને એને ગળી જાય, તો

રોઝો તૂટી જશે. *(કિતાબુલ મસાઈલ : ૮૭/૨)*

- મોઢામાં લોહી નીકળતુ હોય અને થૂંક સાથે ગળી જાય, તો જો લોહી થૂંકથી ઓછું હોય અને ગળામાં લોહીનો કોઈ સ્વાદ ખબર ન પડે, તો રોઝો તૂટશે નહીં. *(બેહિશ્તી ઝેવર : ૧૪૦)*
- કોઈએ ભૂલથી કંઈ ખાઈ-પી લીધું અને પછી એમ સમજીને કે મારો રોઝો તૂટી ગયો અને ઈરાદાપૂર્વક કંઈ ખાઈ લીધું, તો હવે રોઝો તૂટી ગયો. કઝા કરવી પડશે. *(બેહિશ્તી ઝેવર : ૧૪૦)*
- કોઈ માણસ જાણી જોઈને ખૂશ્બુની કોઈ વસ્તુ સળગાવીને તેનો ધૂમાડો સુંઘે અને તેને રોઝો પણ યાદ છે, તો એનો રોઝો તૂટી જશે. ધૂમાડો ચાહે અગરબત્તીનો હોય કે લોબાનનો હોય, કેમ કે રોઝદાર એ ધુમાડાથી બચી શકતો હતો. અને જો કોઈ પણ ઈરાદા વગર ધૂમાડો ચાલ્યો જાય, તો એનાથી રોઝો તૂટશે નહીં. *(મસાઈલે રોઝા : ૭૪)*
- રોઝાની હાલતમાં મય્યિતને ધુણી વગેરે આપવામાં કોઈ વાંધો નથી. કેમકે અહિંયાં સુંઘવા માટે સળગાવ્યું નથી, ધુણી આપવા માટે સળગાવ્યું છે. હા, ગુલાબ, અત્તર વગેરે સુંઘવામાં કોઈ વાંધો નથી. કેમ કે એમાં કોઈ ધુમાડો નથી. *(મસાઈલે રોઝા : ૭૪)*
- અંદરના ભાગે થતા પાયલ્સ પર મલમ કે દવા લગાવવાથી રોઝો તૂટી જશે અને જો પાયલ્સ (મસા) બહાર રહેતા હોય અને એના પર દવા લગાડે, તો રોઝો તૂટશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૯૦)*
- પુરૂષની પેશાબની નળીમાં જો કોઈ દવા નાંખવામાં આવે અને તે દવા પેશાબની થેલીમાં પહોંચી જાય, તો રોઝો તૂટી જશે. અને જો પેશાબની થેલી સુધી ન પહોંચે તો રોઝો તૂટશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૯૦/૨)*
- રમઝાન શરીફમાં જો કોઈનો રોઝો તૂટી જાય તો રોઝો તૂટવા

પછીથી બાકીના દિવસમાં ખાવું-પીવું દુરૂસ્ત નથી. બાકી રહેતા દિવસમાં રોઝદારોની જેમ રહેવું વાજિબ છે. *(બેહિશ્તી ઝેવર : ૧૪૧)*

- રોઝાની હાલતમાં સંભોગની કલ્પના કરવાથી અથવા કોઈ સ્ત્રીનો ફોટો જોઈને કામવાસના પેદા થાય, અંતે વીર્ય નીકળી જાય, તો એનાથી રોઝો તૂટતો નથી. એટલે ન કઝા કરવી પડશે, ન તો કફ્ફારો આપવો પડશે. *(ફતાવા રહીમિય્યહ : ૮૯/૪)*
- કોઈ સ્ત્રીને ગર્ભપીડા ઉપડી અને એ સમયે રોઝો ન તોડવાથી સ્ત્રી કે ગર્ભાશયમાં બચ્ચાને નુકસાન થવાનું વધારે ગુમાન છે, તો રોઝો તોડી દેવો જાઈઝ છે. આ હાલતમાં ફક્ત કઝા કરવી પડશે. અને જો એવો કોઈ ડર ન હોય, તો રોઝો તોડવાનો ગુનોહ થશે, અને કફ્ફારો પણ વાજિબ થશે. હા, જો એ જ દિવસે ઈફતારી પહેલાં બાળક પેદા થઈ જાય, તો કફ્ફારો વાજિબ થશે નહીં. *(મસાઈલે રોઝા : ૧૧૯)*
- રોઝાની હાલતમાં હોઠ પર લાલી લગાડવી જાઈઝ તો છે, પરંતુ મોઢામાં જવાની શંકા હોય, તો મકરૂહ છે. *(મસાઈલે રોઝા : ૧૨૧)*
- નાબાલિગ છોકરાઓનો હુકમ રોઝા માટે એ જ છે, જે નમાઝ માટે છે. એટલે કે સાત વર્ષની ઉંમરમાં નમાઝ અને રોઝાનો હુકમ કરવામાં આવે અને દસ વર્ષની ઉંમરમાં (હલકો માર) મારીને રોઝા રખાવવામાં આવે. *(મસાઈલે રોઝા : ૧૨૫)*
- નાબાલિગ રોઝો રાખીને તોડી નાંખે, તો એના માટે કઝા નથી. *(મસાઈલે રોઝા : ૧૨૪-૧૨૫)*
- પાખાનું બંધ થઈ જવાને કારણે રોઝાની હાલતમાં એનીમા લગાવે તો યાદ રહે કે એનીમાનો ઉપયોગ દવા સમજીને કરવામાં આવે છે, જે અંદર લગાવવામાં આવે છે, એટલે એનાથી રોઝો તૂટી જશે. કઝા કરવી પડશે. કફ્ફારો આપવો પડશે નહીં. *(મસાઈલે રોઝા : ૧૩૨)*

- પેટની સફાઈ માટે પાછળના ભાગેથી દવા ચઢાવવામાં આવે (જેને એનીમા કહે છે) તો એનાથી રોઝો તૂટી જશે.
*(કિતાબુલ મસાઈલ : ૯૦)*
- ટીબીના રોગીને નુકસાન થવાનો ભય હોય અને દીનદાર નિષ્ણાંત અનુભવી ડોક્ટરના મતે રોઝો ન રાખવો જરૂરી હોય છે, તો ડોક્ટરના મતાનુસાર અમલ કરવો જોઈએ અને તંદુરસ્તી બાદ કઝા કરવી પડશે. *(ફતાવા રહીમિય્યહ : ૭૩/૪)*
- સફરની હાલતમાં એકદમ તડકો અને લૂ વેઠી ન શકવાને કારણે રોઝો તોડી નાંખે, તો કઝા કરવી પડશે. કફ્ફારો વાજિબ થશે નહીં. *(મસાઈલે રોઝા : ૧૪૬)*
- કોઈએ રમઝાન મહિનામાં રોઝો રાખવાની નિય્યત કરી ન હોય, તેથી કરી તેણે ખાવુ-પીવુ ચાલુ રાખ્યુ, તો તેના ઉપર કફ્ફારો નથી. કફ્ફારો તે જ વખતે છે, કે જ્યારે રોઝાની નિય્યત કર્યા પછી તોડી નાંખે.

## રોઝાની હાલતમાં કાનમાં દવા નાંખવા વિશે એક મહત્વપૂર્ણ ફત્વાનો સારાંશ

કાનમાં દવા નાંખવાથી રોઝો તૂટી જાય છે કે નહીં ? એ મુદો ઘણાં સમયથી ચર્ચા હેઠળ છે. વિવિધ મદ્રસાઓ તથા ફતાવા વિભાગોમાં તેના વિશે પ્રશ્ન પણ પૂછાય રહ્યા છે. અને કેટલાક દીની પત્રોમાં સમકાલીન આલિમોએ લખેલ લેખો તથા મંતવ્યો પણ પ્રગટ થયા છે.

વિષયની મહત્વતાના લીધે ૮, શઅબાન ૧૪૨૨ની તારીખે દારૂલ ઉલૂમ કરાચીમાં ''**મજલિસે તહકીકે મસાઈલે હાઝિરા**ની એક બેઠકનું આયોજન કરવામાં આવ્યું. જેમાં આ મુદ્દા પર સામુહિક ધોરણે વિચાર વિમર્શ કરવામાં આવ્યો.

એક લાંબા સમયથી તમામ ડોકટરો તથા શરીર રચનાશાસ્ત્રીઓ

આ વાતે સંમત છે કે, કાનની અંદરથી મગજ–દિમાગ સુધી કોઈ માર્ગ નથી. અને તમામ તબીબો તથા રચનાશાસ્ત્રીઓ સર્વસંમતિપૂર્વક એમ પણ કહે છે કે, એક સામાન્ય સ્વસ્થ માનવીના કાનથી ગળા સુધી પણ કોઈ એવો માર્ગ ખુલ્લો નથી જેના થકી દવા અથવા પાણી ગળામાં જઈ શકે. કારણ કે કાનના છેડે એક બારીક પરંતુ મજબૂત પડદો (પટલ) છે. જેના લીધે મગજ તથા ગળા તરફ જતો માર્ગ બંધ થઈ જાય છે. અને સામાન્ય સ્થિતિમાં કાનમાં નાખવામાં આવતી કોઈ પણ દવા કે ખાદ્ય પદાર્થ ગળા સુધી જતો નથી. હા, જો કોઈના કાનનો પડદો ફાટી ગયો હોય અથવા કાનના પડદામાં કાણું પડી ગયું હોય તો, આવી બીમારી અથવા અસામાન્ય સ્થિતિમાં દવા, કાનના અંદરથી ગળા સુધી જઈ શકે છે, અન્યથા નહીં.

બીજી એક સર્વસામાન્ય હકીકત એ છે કે અમુક બીમારીમાં ખોરાક નાક વડે નાળી દ્વારા પેટ (જઠર) સુધી પહોંચતો કરવામાં આવે છે. હોસ્પીટલોમાં આ એક રોજિંદી ઘટના છે. પરંતુ કાન દ્વારા ખોરાક અથવા દવા કે પાણી ગળા અથવા પેટ સુધી પહોંચાડવાની કોઈ ઘટના આજ સુધી જોવામાં કે સાંભળવામાં આવી નથી. તેનાથી પણ સાબિત થાય છે કે કાનથી ગળા સુધી કોઈ માર્ગ નથી.

હવે જયારે તમામ ડોકટરો અને રચનાશાસ્ત્રીઓ આ વાતે સર્વસંમત છે કે, કાનમાં દવા નાખવાથી મગજ સુધી તેના પહોંચવાનો કોઈ માર્ગ નથી. અને એ બાબતે પણ સર્વ સહમતી છે કે, કાનમાં દવા નાંખવાથી સામાન્ય સ્થિતિમાં ગળા સુધી પણ કોઈ રસ્તો નથી. એટલે આ દવા શરીરના એવા પોલાણ સુધી નથી પહોંચતી, જયાં પહોંચવાથી રોઝો તૂટી જવાનો હુકમ લાગુ પડે છે, અને ચારેય મસ્લકો આ બાબતે સર્વસંમત છે કે ગણનાપાત્ર માર્ગો (મનાફિઝે મુઅતબરહ) દ્વારા જ જો કોઈ વસ્તુ મોઅતબર પોલાણ (જવફે મુઅતબર) સુધી પહોંચે ત્યારે જ રોઝો તૂટે છે. અન્યથા નહીં.

આ પરિસ્થિતિને સામે રાખીને **''મજલિસે તહકીકે મસાઈલે હાઝિરા** એ નીચે જણાવેલ મુદ્દાઓ પર વિશેષ ધ્યાન કેન્દ્રીત કર્યું.

૧. ફુકહાએ કિરામની તે તમામ ઈબારતો, જે સાથે બીડેલ પાનાઓમાં નોંધવામાં આવી છે. અને જેના હવાલાઓ આગળ આપ્યા છે, તે તમામ પર વિચાર કરવામાં આવ્યો.

૨. હઝરત મવલાના મુફતી મુહમ્મદ રફીઅ ઉષ્માની સાહબ (દા.બ.)નું એ સંશોધન જે આપે પોતાની સંશોધનાત્મક કૃતિ **''ઝાબિતુલ મુફાિરિાત**ના પેજ નં.૫૮ પર નોંધ્યુ છે. એના વાંચનથી પણ ખબર પડે છે કે કાનમાં દવા નાખવાથી રોઝો ફાસિદ નથી થતો.

૩. હઝરત મવલાના મુફતી રશીદ અહમદ સાહબ (રહ.)ના ફતવામાં પણ કાનમાં દવા નાખવાથી રોઝો નહીં તૂટશે. એવો મત દર્શાવ્યો છે.

ઉપરોકત તમામ બાબતો પર ઊંડો વિચાર કર્યા પછી **''મજલિસે તહકીકે મસાઈલે હાઝિરા**એ નિષ્કર્ષ (નતીજા) પર પહોંચે છે કે કાનમાં પાણી, તેલ અથવા દવા નાંખવાથી રોઝો નહીં તુટશે. સિવાય કે કોઈ માણસના કાનનો પડદો ફાટેલો હોય. અને તે પાણી, તેલ અથવા દવા વિગેરે તેના ગળા સુધી પહોંચી જાય.

પરંતુ તેમ છતાં જો કોઈ શખ્સ પ્રાચીન બહુમતી ફુકહાએ કિરામના કથન મુજબ સાવચેતી રાખે. અને રોઝાની હાલતમાં કાનમાં કંઈક પણ નાંખવાને બદલે ઈફતારી પછી તેલ અથવા દવા વગેરે નાંખે તો તેના માટે આમ કરવું નિઃશંક બહુ સારુ અને શંકાથી બહુ દૂર હશે. *(૨૦ શઅબાન ૧૪૨૨ હિજરી)*

## જે કારણથી રોઝો તોડવો જાઈઝ છે :

ફર્ઝ રોઝાને કોઈ સખ્ત ઉઝર અથવા મજબુરી સિવાય તોડવો

જાઈઝ નથી. અચાનક કોઈ એવો બીમાર થઈ જાય કે જો રોઝો નહીં તોડે, તો જીવનું જોખમ થશે અથવા બીમારી ઘણી વધી જશે અથવા એકાએક પેટમાં એવું દર્દ થઈ આવ્યું કે, બેચેની થઈ જાય અથવા બહુ જ તરસ લાગી હોય કે પાણી નહીં પીએ તો મરી જવાશે અથવા ગર્ભવતી સ્ત્રીને કોઈ એવી વાત બની જાય કે, જેથી બાળકનો કે પોતાની જાનનો ભય હોય, તો આવી હાલતમાં રોઝો તોડી નાખવો દુરૂસ્ત છે.

### જે કારણથી રોઝો ન રાખવો જાઈઝ છે :

- બીમારીથી સારો થઈ ગયો, પણ હજી શરીરમાં શક્તિ નથી કે રોઝો રાખી શકે અથવા રોઝો રાખવાથી ફરી બીમાર થઈ જવાની બીક છે, ત્યારે પણ રોઝો ન રાખવો જાઈઝ છે. કઝા રાખી લે.

- સ્ત્રીને હેઝ (માસિક) અને નિફાસ (પ્રસુતિ બાદના રક્તસ્ત્રાવ)ની હાલત જેટલા દિવસ રહે, ત્યાં સુધી તેણીએ રોઝો રાખવો દુરૂસ્ત નથી. રમઝાનના જેટલા રોઝા હેઝ અને નિફાસની હાલતમાં છૂટી ગયા હોય, તો તેની કઝા કરી લે અને જ્યારે પાક થઈ જાય ત્યારે રોઝાને છોડે નહીં. જો રાતના ખૂન બંધ થઈ ગયું અને ગુસલ કર્યું ન હોય, તો પણ સવારના રોઝો રાખ્યા પછી ગુસલ કરી શકે છે. પણ જો સવાર થયા પછી ખૂન બંધ થયું હોય, તો હવે રોઝાની નિય્યત કરવી દુરૂસ્ત નથી, પરંતુ તેણીએ આખો દિવસ રોઝદારની જેમ ખાવું-પીવું જોઈએ નહીં.

- મુસાફિરે મુસાફરીની હાલતમાં રોઝો ન રાખવો દુરૂસ્ત છે. પણ જો મુસાફરીમાં રોઝાથી કંઈ તકલીફ ન હોય, તો રોઝો રાખવો બેહતર છે. પરંતુ જો રોઝો નહીં રાખે અને કઝા કરે તો પણ કંઈ ગુનોહ નથી, પણ રમઝાન શરીફમાં રોઝા રાખવાની જે ફઝીલત છે, તે પ્રાપ્ત થશે નહીં. મુસાફિરનો અર્થ એ જ છે કે, જે નમાઝના મસ્અલામાં આવી ગયું છે. એટલે કે ત્રણ મંઝિલ જવાનો ઈરાદો હોય, પંદર દિવસથી ઓછું થોભવાનું હોય, વિગેરે.

- કોઈ મુસાફિર અડધા દિવસથી પહેલાં પોતાના ઘેર પાછો આવી જાય અને તે વખતે તેણે હજી કંઈ ખાધુ-પીધુ નથી, હવે તેના ઉપર વાજિબ છે કે, નિય્યત કરી રોઝો પુરો કરે. કેમકે તેને હવે સફરનો ઉઝર કે તકલીફ રહી નથી.

**એવા કારણો જેના લીધે રોઝો ન રાખવો અથવા રોઝો ઈફ્તાર કરી લેવો જાઈઝ છે :**

- અચાનક એવી હાલત થઈ જાય કે જો રોઝો ન તોડે તો જીવ (પ્રાણ) ખતરામાં પડી જશે અથવા બીમારી વધી જશે, તો રોઝો તોડી દેવો જાઈઝ છે. તંદુરસ્તી આવી ગયા પછી કઝા કરી લે. *(કિતાબુલ મસાઈલ : ૯૯/૨)*
- સગર્ભા સ્ત્રીને કોઈ એવું કારણ બની જાય કે જેના લીધે પોતાનો જીવ અથવા બાળકના જીવને ખતરો છે, તો એણે રોઝો તોડી દેવો જાઈઝ છે. *(કિતાબુલ મસાઈલ : ૯૯/૨)*
- સગર્ભા સ્ત્રી અથવા દૂધ પિવડાવવાવાળી સ્ત્રીને પોતાનો અથવા બાળકના જીવનો અથવા તંદુરસ્તીનો ડર હોય, તો રોઝો ન રાખે. પછી કઝા કરી લે. *(બેહિશ્તી ઝેવર : ૧૪૫)*
- કોઈ એવું બીમાર છે કે, રોઝાથી એને નુકસાન થાય છે અને એવી બીક છે કે, જો રોઝો રાખશે તો બીમારી વધી જશે અથવા સારૂ થવામાં મોડુ થશે અથવા પ્રાણપંખેરૂ ઉડી જશે, તો રોઝો ન રાખે. જ્યારે સાજો થાય ત્યારે કઝા કરે. પરંતુ પોતાના દિલમાં આવતા આવા વિચાર માત્રથી રોઝો તોડવો કે ન રાખવો દુરૂસ્ત નથી. બલ્કે જ્યારે કોઈ મુસલમાન, દીનદાર, અનુભવી ડોક્ટર એમ કહે કે રોઝાથી તમને નુકસાન થશે, ત્યારે રોઝો છોડી દેવો જોઈએ. *(બેહિશ્તી ઝેવર : ૧૪૪)* અથવા પોતાને પણ તેનો અનુભવ હોય અને એની કંઈક નિશાની માલુમ પડે અને તેનું દિલ ગવાહી આપે કે રોઝો નુકસાન કરશે, તો રોઝો ન રાખે અને કઝા કરી લે.

- કોઈ કામ કરવાને કારણે એકદમ ભૂખ અથવા તરસ લાગી ગઈ અને એટલી બધી તાલાવેલી થઈ ગઈ કે હવે જીવ જવાનો ભય છે, તો રોઝો તોડવો દુરૂસ્ત છે. પરંતુ રોઝાની હાલતમાં જાણી જોઈને એવા કષ્ટદાયક કામ કરે, જેથી તેની હાલત ગંભીર થઈ જાય, તો તે ગુનેહગાર થશે. *(કિતાબુલ મસાઈલ : ૧૦૦/૨)*
- શરીઅતે દર્શાવેલ અંતર મુજબ કોઈ સફર કરે, તો એવા મુસાફિરને રોઝો ન રાખવાની છૂટ છે. પછી કઝા કરી લે. તેમ છતાં સફરમાં કોઈ તકલીફ કે પરેશાની ન હોય, તો સારૂ એ છે કે રોઝો રાખી લે. *(મસાઈલે રોઝા : ૧૭૪)*
- પાંચ કારણો એવા છે, જેના કારણે રોઝો ન રાખવાની ઈજાઝત છે : (૧) બિમારી : એવી બિમારી જેના કારણે રોઝો રાખવાની તાકાત ન હોય અથવા રોઝો રાખવાને કારણે બિમારી વધી જવાનો ભય હોય. સારૂ થઈ ગયા પછી કઝા કરવી જરૂરી છે. (૨) ગર્ભવતી અને દૂધ પિવડાવવાવાળી સ્ત્રી : જેમને રોઝો રાખવાને કારણે પોતાની જાન અથવા બાળકને નુકસાન અને તકલીફ પહોંચવાની બીક હોય. આ કારણની સમાપ્તિ બાદ કઝા કરવી જરૂરી છે. (૩) શરઈ મુસાફિર, મુકીમ થઈ ગયા બાદ કઝા કરવી જરૂરી છે. (૪) એવો વયોવૃદ્ધ અશકત (પુરૂષ હોય કે સ્ત્રી) જે રોઝો રાખી શકતો ન હોય, લાચાર અને માઝૂર હોય તો તે રોઝાના બદલે ફિદયો ગરીબ વ્યક્તિને આપી છે. પરંતુ જો અલ્લાહપાક એને રોઝો રાખવાની તાકાત અને શક્તિ આપી દે, તો તેણે કઝા કરવી જરૂરી છે. (૫) હેઝ (માસિક) અને નિફાસ (બાળકની પ્રસુતિ બાદનો રક્તસ્ત્રાવ)વાળી સ્ત્રીએ રોઝો રાખવો દુરૂસ્ત નથી. અને જો રોઝો રાખી લે, તો પણ અદા થશે નહીં, ગુનેહગાર થશે. પાક થયા પછી રોઝાની કઝા કરવી જરૂરી છે. *(ફતાવા રહીમિય્યહ : ૭૬/૪)*

## રોઝાના મુસ્તહબ કામો :

- સૂર્યાસ્ત થતાં જ નમાઝથી પહેલાં રોઝો ખોલવામાં જલ્દી કરવું.
- ખજૂર કે ખારેકથી રોઝો ઈફતાર કરવો અને એ ન હોય તો પાણીથી રોઝો ઈફતાર કરવો.
- જેનાથી રોઝો ઈફતાર કરવામાં આવે તે એકી સંખ્યામાં હોય.
- ઈફતાર કરતી વખતે દુઆ પઢવી.

  દા.ત. **અલ્લાહુમ્મ લક સુમ્તુ, વબિક આમન્તુ, વ અલયક તવક્કલતુ, વઅલા રિઝકિક અફતરતુ.**
- સેહરીમાં કંઈ પણ ખાવું, ચાહે તે થોડુંક જ હોય અથવા એક ઘૂંટ પાણી હોય.
- સેહરીમાં એટલું મોડુ ન કરવું કે સુબ્હ સાદિક થઈ જવાનો અંદેશો થવા લાગે.
- જબાનને કામ વગરની બેકાર વાતોથી બચાવવી અને હરામ વાતો (ગીબત, ચુગલી વગેરે)થી બચવું.
- સગાવ્હાલા, જરૂરતમંદ લોકો અને ગરીબોને સદકો-ખૈરાત આપતા રહેવું.
- રાત-દિવસ દીની કિતાબોના વાંચન અને અભ્યાસમાં, કુર્આને કરીમની તિલાવત, દુરૂદ શરીફ, ઝિક્ર વગેરેમાં લાગેલા રહેવું.
- એઅતિકાફ કરવો. *(કિતાબુલ મસાઈલ : ૯૮/૨)*

## રોઝાના મકરૂહ કામો :

- રોઝામાં વગર કારણે કોઈ વસ્તુ ચાખવી કે ચાવવી.
- રોઝાની હાલતમાં મોઢામાં થૂંક ભેગું કરીને ગળી જવું મકરૂહ છે.

  *(કિતાબુલ મસાઈલ : ૯૫/૨)*
- સંભોગ થઈ જવાનો અથવા વીર્યભંગ થવાની બીક હોય તેમ છતાં પોતાની પત્નીથી દિલ્લગી કરવી.

- રોઝાની હાલતમાં દરેક એવું કામ કરવું મકરૂહ છે, જે કામ કરવાથી કમઝોરી અને અશક્તિનો ભય હોય.
- દરેક ગુનાહનું કામ, ચાહે તે જીભથી હોય કે કોઈ પણ અવયવથી.
- નાકમાં પાણી ચઢાવવામાં અને કુલ્લી કરવામાં હદથી વધારે આગળ નીકળવું (અતિશ્યોક્તિ કરવી). *(કિતાબુલ મસાઈલ : ૯૬/૨)*
- સવાર સુધી નાપાકીની હાલતમાં રહેવું શ્રેષ્ઠતાની વિરૂદ્ધ છે.
- રોઝામાં ટુથ પેસ્ટ, ટુથ પાવડર, મંજન અથવા કોલસાથી દાંત સાફ કરવા. *(મસાઈલે રોઝા : ૧૮૧)*

## એવા કામો જેનાથી રોઝો તૂટતો પણ નથી અને મકરૂહ પણ થતો નથી :

- મિસ્વાક કરવું.
- માથામાં અથવા દાઢી-મૂંછોમાં તેલ લગાવવું.
- આંખોમાં દવા કે સુરમો નાંખવો.
- ખુશ્બુ (અત્તર વગેરે) સુંઘવું.
- ગરમી અથવા તરસને કારણે (ઠંડક મેળવવા માટે) ન્હાવું.
- ભૂલથી ખાઈ-પી લેવું.
- કોઈ પણ ઈરાદા વગર ગળામાં ધુમાડો, ધૂળ અથવા મચ્છર કે માખી વગેરેનું ચાલ્યા જવું.
- કાનમાં પાણી નાખવું અથવા વગર ઈરાદે ચાલ્યા જવું.
- આપોઆપ ઉલ્ટી થવી.
- સૂવાની હાલતમાં વીર્યભંગ થઈ જવો.
- દાંતોમાંથી લોહી નીકળે, પરંતુ તે ગળામાં ન જાય.
- રાત્રે ઉંઘમાં વીર્યભંગ થવાથી અથવા પત્નિ સાથે સંભોગ કરવાને કારણે ગુસલની જરૂરત હતી તેમ છતાં સુબ્હ સાદિકથી પહેલાં ગુસલ કર્યા વગર જ રોઝાની નિય્યત કરી લીધી.

- વુઝૂ કરી રહ્યો ન હોવા છતાં કુલ્લી કરવી, નાકમાં પાણી નાંખવું.
- શરીર પર લીલું કપડું મૂકવું, જેથી શરીરને ઠંડક મળે.

*(મસાઈલે રોઝા : ૧૮૩)*

## કઝા રોઝો અને ફિદયો :

- કોઈપણ કારણે કે ઉઝર વગર રમઝાનનો એક પણ રોઝો છોડી દેવો દુરૂસ્ત નથી, બહુ મોટો ગુનોહ છે. કોઈ એમ સમજીને છોડે નહીં કે પછી કઝા રાખી લઈશ. કારણકે હદીષ શરીફમાં છે કે, ''રમઝાનના રોઝાના બદલામાં જો આખુ વર્ષ પણ રોઝા રાખે, તો પણ તેને એટલો સવાબ નહીં મળે, જેટલો કે રમઝાનનો એક રોઝો રાખવાથી મળે છે.''
- જો કોઈએ પોતાના ગુનાહના કારણે કમનસીબે રોઝો રાખ્યો નથી, તો લોકોની સામે કંઈ ખાય-પીએ નહીં, તેમજ એમ પણ કહે નહીં કે, આજે મારો રોઝો નથી. કેમકે ગુનોહ કરીને તે જાહેર કરવું, એ પણ એક ગુનોહ છે. જો તે લોકો આગળ જાહેર કરશે, તો બેવડો ગુનેહગાર થશે. એક તો રોઝો ન રાખવાનો અને બીજો લોકો આગળ જાહેર કરવાનો. બીજી આ વાત જે પ્રચલિત છે કે, ''ખુદાપાકથી ચોરી નથી, તો બંદાઓથી શી ચોરી'' એ ખોટી, ઉદ્ધતાઈભરી અને ભયંકર વાત છે. એટલું જ નહીં, પણ જેમને રોઝો ન રાખવાની છૂટ હોય અને જેણે કોઈ ઉઝરથી રોઝો છોડ્યો હોય, તેમણે પણ રમઝાનની તઅઝીમ કરવી જોઈએ અને તેઓએ પણ વિના સંકોચે સૌની સામે ખાવું-પીવું ન જોઈએ.
- કોઈ કારણથી જે રોઝા જતા રહ્યા હોય, તો રમઝાન પછી જેમ બને તેમ જલ્દીથી તેની કઝા કરી લેવી જોઈએ. ઝિંદગીનો કોઈ ભરોસો નથી, ક્યારે મૌત આવી જાય અને પોતાના ઉપર ફર્ઝ બાકી રહી જાય. વગર ઉઝરે કઝા રોઝા રાખવામાં વાર લગાડવી ગુનોહ છે. જોઈએ તો બધા રોઝા એક સાથે રાખે અથવા

તો થોડા થોડા કરીને રાખે, બન્નેવ રીતે રાખવા જાઈઝ છે. કઝા રોઝાની નિય્યત રાતથી જ એટલે કે સુબ્હે સાદિક પહેલાં કરવી જરૂરી છે. સવાર થઈ ગયા પછી નિય્યત કરશે, તો રોઝો નફલ થશે અને કઝા રોઝો ફરીથી રાખવો પડશે.

- જો કોઈ બીમારીથી સારો ન થયો અને તેમાં જ ગુજરી ગયો અથવા મુસાફરીમાં મરી ગયો, તો જેટલા રોઝા તે બીમારીના કારણે અથવા મુસાફરીના કારણે છોડી દેવાયા હશે, તેની કઝા તેના ઉપર વાજિબ નથી. કેમકે તેને કઝા રોઝા રાખવાનો મોકો મળ્યો નથી. પણ જો તે બીમારીથી સારો થઈ ગયો અને મુસાફરી કરીને ઘરે પાછો આવી ગયો, અને તેને કઝા રોઝા રાખવાનો વખત મળ્યો હતો, તો તેને જેટલા રોઝા રાખવાનો વખત મળ્યો હશે, તેટલા રોઝાની કઝા તેના ઉપર વાજિબ થશે. જો કઝા રોઝા રાખ્યા નથી, તો આ પ્રમાણે પોતાના ઉપર જેટલા રોઝાની કઝા બાકી રહેતી હોય, તો તેનો ફિદયો આપવા માટે તેણે મરતી વખતે વસિય્યત કરવી વાજિબ છે, જ્યારે કે તેની પાસે માલ હોય.

- કોઈના ઉપર રોઝાની કઝા બાકી છે, અને તે મરતી વખતે વસિય્યત કરી જાય કે, મારા રોઝાઓના બદલામાં ફિદયો આપી દેજો. ત્યારે તેના છોડેલા માલના ત્રીજા ભાગમાંથી તેનો ફિદયો અદા કરવો તેના વાલીઓ ઉપર લાઝિમ છે. મરનારે વસિય્યત કરી ન હોય, છતાં વારસદારો પોતાના તરફથી ફિદયો આપે તો પણ જાઈઝ છે. પણ તેમાં નાબાલિગ વારસદારોનો માલ શામેલ ન થવો જોઈએ.

- દરેક રોઝાનો એટલો જ ફિદયો છે, જેટલો કે એક વખતની નમાઝનો છે. એવી રીતે એક રોઝાના બદલામાં પોણા બશેર અડધો છટાંક ઘઉં (૮૦ તોલાના શેરના હિસાબે) આપે. પણ બચાવ અર્થે પુરા બશેર ઘઉં આપે અથવા એટલા અનાજના

બદલામાં તેની કિંમતના પૈસા આપે તો પણ દુરૂસ્ત છે.

- જો કોઈ એટલો ઘરડો થઈ ગયો હોય કે રોઝા રાખવાની શક્તિ તેમાં રહી નથી અથવા એવો બીમાર છે કે, હવે સારા થવાની તેને આશા નથી અને રોઝો રાખવાની પણ તાકાત નથી, તો એવી હાલતમાં રોઝાનો ફિદયો આપવો જાઈઝ છે. અને દરેક રોઝાના બદલામાં એક ફકીરને ફિત્રાના સદકા જેટલું અનાજ (પોણા બશેર અડધો છટાંક ઘઉં ૮૦ તોલાના શેરના હિસાબે) આપે અથવા સવાર-સાંજ તેને પેટ ભરીને ખવડાવે. ફરી જો તેમાં રોઝો રાખવાની તાકાત આવી જાય અથવા બીમારી દૂર થઈ જાય, તો તેણે દરેક રોઝા કઝા રાખવા પડશે. અને જે ફિદયો આપ્યો છે, તેનો સવાબ અલગ મળશે.

## ❊ કફ્ફારાના મસાઈલ ❊

- રમઝાન શરીફના રોઝાને તોડી નાખવાનો કફ્ફારો એ છે કે, એક ગુલામને આઝાદ કરે, પરંતુ આપણા દેશમાં ગુલામ નથી, તેથી અહીં બે રીતે આપી શકાય છે :

(૧) બે મહિનાના રોઝા લાગલગાટ રાખે. થોડા થોડા કરીને રોઝા રાખવા દુરૂસ્ત નથી. કોઈ કારણ અથવા બીમારીથી વચ્ચે એક-બે રોઝા છૂટી ગયા તો કફ્ફારો અદા થશે નહીં. બધા રોઝા ફરીથી રાખવા પડશે. સ્ત્રીના હેઝ (માસિક)ના કારણે વચ્ચે રોઝા છૂટી જાય, તો કંઈ વાંધો નથી. એટલા દિવસો છોડી દઈ હેઝ બંધ થયા પછી તરત રાખવા શરૂ કરી પૂરા સાઈઠ રોઝા પૂરા કરે. નિફાસ (પ્રસુતિ બાદનો રક્તસ્ત્રાવ)ના કારણે વચ્ચે છૂટી જાય તો કફ્ફારો અદા થશે નહીં. ફરીથી લાગલગાટ બે મહિનાના રોઝા રાખી લે. એવી રીતે કફ્ફારો અદા કરવામાં વચ્ચે જો રમઝાન મહિનો આવી ગયો, તો પણ કફ્ફારો અદા થશે નહીં.

(૨) જો કોઈની રોઝા રાખવાની શક્તિ ન હોય, તો સાઈઠ

મિસ્કીનોને સવાર-સાંજ બન્ને ટાઈમ પેટ ભરીને ખાણું ખવડાવે. જો ઘઉંની રોટી હોય તો એકલી રોટી ખવડાવવી પણ દુરૂસ્ત છે. પરંતુ જુવાર, બાજરી વિગેરેની રોટી સાથે કંઈક દાળ-શાક હોવું પણ જરૂરી છે. અથવા સાઈઠ મિસ્કીનોને કાચુ અનાજ સદકએ ફિત્રમાં જેટલું અપાય છે, તેટલું આપી દે અથવા તેટલા અનાજની કિંમતના પૈસા દરેક ફકીરને આપી દે, તો પણ દુરૂસ્ત છે. અથવા એક ફકીરને સાઈઠ દિવસ સુધી સવાર-સાંજ પેટ ભરીને ખવડાવે અથવા સાઈઠ દિવસ સુધી સદકએ ફિત્ર જેટલું અનાજ અથવા તેની કિંમતના પૈસા આપે, તો પણ અદા થઈ જશે. જો સાઈઠ દિવસનો હિસાબ કરી એક જ દિવસ એક જ ફકીરને તેટલું અનાજ અથવા તેની કિંમત આપી દીધી, તો કફ્ફારો અદા થશે નહીં, એક જ દિવસનું ગણાશે. એટલે કે એક જ દિવસનું દુરૂસ્ત થશે. અને એક દિવસથી જેટલું વધુ આપ્યું છે, તે કફ્ફારામાં ગણાશે નહીં. અને જો કોઈ ફકીરને ફિત્રના સદકાથી ઓછું અનાજ આપ્યું, તો પણ કફ્ફારો સહીહ થશે નહીં.

- એકદમ નાના બાળકો (જે બાલિગ થવાની ઉંમરના નજીક પણ પહોંચ્યા ન હોય)ને ખાવા ખવડાવવાથી કફ્ફારો અદા થશે નહીં.

*(કિતાબુલ મસાઈલ : ૯૩)*

- આ (૬૦) મિસ્કીનોમાં જો અમુક નાના છોકરાઓ પણ હોય, તો એ છોકરાઓના બદલે (એટલા) બીજા મિસ્કીનોને ફરી ખવડાવે.

*(બેહિશ્તી ઝેવર : ૧૪૨/૧૪૩)*

- જો કોઈએ એક જ રમઝાનમાં બે કે ત્રણ અથવા વધુ રોઝા તોડી નાંખ્યા, જેથી કફ્ફારો વાજિબ થયો, ત્યારે દરેક રોઝાનો કફ્ફારો એટલો આપવો પડશે, જેટલો કે એક રોઝાનો છે.

- સોહબત સિવાય કોઈ બીજા કારણે કફ્ફારો વાજિબ થયો હોય અને હજી તે અદા કરવામાં આવ્યો નથી, એટલામાં બીજો કફ્ફારો વાજિબ થઈ ગયો, તો એ બન્નેવ માટે એક જ કફ્ફારો બસ છે.

જો એ બન્નેવ કફ્ફારા બે રમઝાનના હોય, પણ સોહબત કરવાથી જેટલા રોઝા ફાસિદ થયા હશે, તે જો એક જ રમઝાનના રોઝા છે, તો એક જ કફ્ફારો બસ છે. અને જો બે રમઝાનના રોઝા છે, તો દરેક રમઝાનનો કફ્ફારો જુદો જુદો આપવો પડશે. જો પહેલો કફ્ફારો અદા કરવામાં આવ્યો ન હોય, તો પણ બીજો કફ્ફારો અદા કરવો પડશે.

- રોઝો યાદ હોવાની હાલતમાં જો કોઈ મુકલ્લફ (જેને શરીઅતના હુકમોનું પાલન કરવું જરૂરી છે તેવો) માણસ રમઝાનમાં જાણી જોઈને કોઈ પણ શંકા વગર કોઈ મનભાવતું ખાણું અથવા ફાયદાકારક દવા ખાઈ-પી લે અથવા સંભોગ કરીને રોઝો ફાસિદ કરી નાંખે, તો એના ઉપર કઝા અને કફ્ફારો બન્ને લાજીમ થશે. *(કિતાબુલ મસાઈલ : ૯૨)*
- જે માણસમાં શક્તિ છે અને તંદુરસ્ત પણ છે, એના ઉપર રોઝો રાખવો ફર્ઝ છે. એના માટે કફ્ફારો કે ફિદયો નથી. ફિદયો એવા ઘરડા લોકો માટે છે, જેઓ કમશક્તિને કારણે રોઝો રાખી શકતા ન હોય. અને એમાં ફરીવાર શક્તિ આવવાની ઉમ્મીદ પણ ન હોય. *(ફતાવા ઉસ્માની : ૧૭૮/૨)*
- રમઝાન સિવાય બીજા કોઈ પણ દિવસમાં રોઝો તોડવાથી ફક્ત કઝા કરવી જરૂરી છે, કફ્ફારો આપવો નહીં પડે. ચાહે તે રોઝો કઝાનો હોય કે નફિલ. *(કિતાબુલ મસાઈલ : ૯૪)*
- દરેક રોઝાનો ફિદયો સદકએ ફિત્ર જેટલો છે. એટલે પોણા બે કિલો અનાજ અથવા એની કિંમત. ફિદયો રમઝાનુલ મુબારકમાં આપવો બેહતર છે. રમઝાનમાં ન આપે તો પછી પણ આપી શકે છે. *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૯૯/૪)*
- જો કોઈ મિસ્કીનને સદકએ ફિત્રના પ્રમાણ (માપ)થી ઓછું આપ્યું તો કફ્ફારો સહીહ થશે નહીં. *(બેહિશ્તી ઝેવર : ૧૪૩)*

# ✻ સેહરી અને ઈફતાર ✻

રોઝા માટે પાછલી રાતમાં સેહરી ખાવી સુન્નત છે. સવાબ અને બરકતનો ઝરીયો છે. હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, સેહરીનું ખાવુ બરકતની વસ્તુ છે. કાંઈ નહીં તો પાણીના થોડાક ઘુંટ પણ પી લે. અલ્લાહ અને તેના ફરિશ્તા સેહરી ખાનારાઓ ઉપર રહમત મોકલે છે. *(મુસ્નદે અહમદ)* જો ભૂખ ન હોય તો માત્ર બે-ત્રણ ખજુર અથવા ખારેક અથવા બીજી કોઈ વસ્તુ ખાય લે. કાંઈ નહીં તો ચા અથવા પાણી પણ સેહરીની નિય્યતથી પી લે, તો પણ સેહરીનો સવાબ તેને મળી જશે.

ઘણાખરા લોકો સેહરી વખતે અઝાન થતાં સુધી પાન અથવા બીડી-સિગારેટ પીતા રહે છે અથવા અઝાન થવા પછી પાણી પીએ છે, તે ઠીક નથી. કારણકે ફજરની અઝાન સુબ્હે સાદિક થઈ ગયા પછી આપવામાં આવે છે, જેથી સવાર થઈ ગયા પછી કોઈ ચીઝ ખાવા-પીવાથી રોઝો થશે નહીં. માટે બચાવ અર્થે સુબ્હે સાદિકથી દસ મિનિટ પહેલાં જ ખાવુ-પીવુ બંધ કરી દેવું જોઈએ.

સૂર્યાસ્તની ખાતરી થઈ ગયા પછી ઈફતારીમાં વાર લગાડવી મકરૂહ છે. પરંતુ વાદળના કારણે શક હોય ત્યારે સાવચેતી ખાતર થોડી વાર થોભવું બેહતર છે. ખજૂર અથવા ખારેકથી રોઝો ઈફતાર કરવો સુન્નત છે. પાણીથી પણ બેહતર છે. કોઈ પકાવેલી ચીઝ કે ફ્રુટ વિગેરેથી પણ રોઝો ખોલવામાં વાંધો નથી. ઈફતારના વખતે દુઆની કબૂલિયતનો ખાસ વખત છે, તેથી દુઆ કરવાનું ભૂલવું ન જોઈએ અને ઈફતાર કરતી વખતે આ દુઆ પઢે : **અલ્લાહુમ્મ લક સુમતુ વબિક આમન્તુ વ ઈલયક તવક્કલતુ વઅલા રિઝકિક અફતરતુ.**

- જો કોઈ મુસલમાન વિશે એ ખબર ન હોય કે એનો આવકનો સ્ત્રોત શું છે, હલાલ કે હરામ ? તો મુસલમાન હોવાના કારણે એના વિશે સારૂં ગુમાન રાખી ઈફતારીની દઅવત કબૂલ કરવી

જોઈએ. હા, કોઈની આવક નાજાઈઝ હોય અથવા આવકનો વધુ ભાગ નાજાઈઝ હોય, તો એની દઅવત કબૂલ કરવાથી બચવું જોઈએ. *(કિતાબુલ ફતાવા : ૪૩૪/૩)*

- ઈફતારી એ સમયે કરવી જોઈએ, જ્યારે સૂરજ ગુરૂબ (સૂર્યાસ્ત) થઈ જાય. જ્યાં સુધી સૂર્યાસ્ત ન થાય, ઈફતારી કરવી દુરૂસ્ત નથી. અને સૂર્યાસ્ત થયો છે કે નહીં, એમાં માણસ જ્યાં હોય ત્યાંનો એતેબાર થશે. જો જમીન પર હોય તો જમીનના આધારે સૂર્યાસ્ત થાય એટલે ઈફતાર કરે અને જો વિમાનમાં હોય અને ત્યાં સૂર્યાસ્ત થયો નથી, તો ઈફતારી કરવી દુરૂસ્ત નથી. રોઝો ઈફતાર કરી લેશે તો કઝા અને કફ્ફારો બન્ને વાજિબ થશે.
*(કિતાબુલ ફતાવા : ૪૩૮/૩)*
- સેહરીમાં મોડું કરવું મુસ્તહબ છે. પરંતુ સેહરીના અંતિમ સમયમાં શંકા થઈ જાય એટલું મોડું કરવું મકરૂહ છે.
*(કિતાબુલ મસાઈલ : ૭૨/૨)*
- જો કોઈ માણસ સેહરી વખતે ન ઉઠી શકે તો કંઈ પણ ખાધા-પીધા વગર જ રોઝાની નિય્યત કરી લે.
*(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૫૧/૪)*
- સેહરી ખાવી સુન્નત છે. કોઈ માણસ સેહરી ખાધા વગર જ રોઝાની નિય્યત કરી લે, તો રોઝો તો સહીહ થઈ જશે, પરંતુ સેહરીની બરકતોથી મેહરૂમ (બાકાત) રહેશે. *(કિતાબુલ મસાઈલ : ૭૨/૨)*
- ઈફતારીનો સમય થઈ ગયા પછી એમાં જલ્દી કરવું સારૂ છે. વગર કારણે મોડું કરવું સારૂં નથી. *(કિતાબુલ મસાઈલ : ૭૨/૨)*
- દાંતોમાં અટકેલું ખાણું ચણા જેટલું કે એથી વધુ પ્રમાણમાં ગળામાં ઉતરી જાય, તો રોઝો તૂટી જાય છે. કઝા કરવી વાજિબ થાય છે, કફ્ફારો નહીં. અને ચણાના પ્રમાણથી ઓછું હોય તો રોઝો તૂટતો નથી. એટલે ઉપર જણાવ્યા પ્રમાણે રોઝો તૂટવા(ની

બીક)ના કારણે સેહરી ખાઈને કુલ્લી કરી લેવી જોઈએ. *(મસાઈલે રોઝા : ૫૮)* અને બની શકે તો મિસ્વાક કરી લે.

- આપણે ત્યાં ગામડાઓમાં સાયરનના સમય પહેલાં સેહરીથી પરવારી જાય છે અને પછી સાયરન વાગવાની રાહ જુએ છે. જેવું સાયરન વાગે એટલે પાણી પીવાનું શરૂ કરે છે. તો જો સાયરનનો વખત પૂરો થવાના એક-બે મિનિટ પહેલાં શરૂ થતું હોય તો સાયરન વાગવા દરમિયાન પાણી પી શકાય છે. તેમ છતાં સાયરન વાગવા પહેલાં જ પાણી પી લેવું જોઈએ. *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૫૪/૪)*

- રોઝો ખોલવા માટે (ઈફતારીની) નિય્યત કરવી શર્ત નથી, રોઝો ખોલવા માટે દુઆ મુસ્તહબ છે. દુઆ ન કરી અને રોઝો ખોલે, તો એ મકરૂહ પણ નથી. પરંતુ એ પણ યાદ રાખવું જોઈએ કે ઈફતારી વખતની દુઆ (જલ્દી) કબૂલ થાય છે. એટલે ઈફતારી વખતે દુઆ કરવાની આદત બનાવવી જોઈએ અને ઈફતારીની ૧૦-૧૫ મિનિટ પહેલાંથી ખૂબ ધ્યાનપૂર્વક દુઆઓ કરવી જોઈએ. *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૫૪/૪)*

- સારૂ એ છે કે, ખજૂરથી ઈફતારી કરવામાં આવે. જો ખજૂર ન હોય તો પાણીથી ઈફતાર કરવું પણ સારૂ છે. *(કિતાબુલ મસાઈલ : ૭૩/૨)*

- વિમાન જમીનથી હજારો ફૂટની ઉંચાઈ પર હોય છે અને જમીન પર સૂર્યાસ્તનો સમય થઈ ગયો છે, પરંતુ વિમાન ઘણું ઉંચે હોવાથી ત્યાં સૂરજ સામે દેખાતો હોય છે. તો હવે એ સમજી લેવું જોઈએ કે રોઝદાર જ્યાં હોય ત્યાંના સૂર્યાસ્તનો એતેબાર થશે. એટલે તેણે જમીન પર સૂર્યાસ્ત થવાના આધારે ઈફતારી કરવી જોઈએ નહીં. જ્યારે તેને વિમાનમાં સૂર્યાસ્ત દેખાય ત્યારે તેણે ઈફતારી કરવી જોઈએ. *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૫૬/૪)*

- વિમાનનો સ્ટાફ રોઝાની નિય્યત કરીને વિમાનમાં પહોંચી જાય, ત્યાર બાદ રોઝો તોડી નાંખે, તો જો તેણે રોઝાની નિય્યત સુબ્હ સાદિકથી પહેલાં રાતના કોઈ પણ સમયે કરી હતી, તો તેણે કફ્ફારો પણ આપવો પડશે. અને જો સુબ્હ સાદિક પછીથી (શરીઅતના હિસાબ મુજબ) અડધા દિવસની વચમાં કોઈ સમયે નિય્યત કરી અને પછી રોઝો તોડી નાંખ્યો, તો તેના ઉપર કફ્ફારો આવશે નહીં. *(આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૫૫૭)*
- મગરિબની જમાઅત મળવાના હેતુથી મસ્જિદમાં ઈફતારી કરવાની ગુંજાઈશ તો છે, પરંતુ તેમાં બે વાતોનું ધ્યાન રાખવામાં આવે. પહેલી એ કે, મસ્જિદમાં પ્રવેશતાં જ નફિલ એઅતિકાફની નિય્યત કરી લેવી જોઈએ. કારણ કે એઅતિકાફ કરનાર માટે મસ્જિદમાં ખાવાની ઈજાઝત છે. બીજી એ કે, મસ્જિદને ગંદકી અને કચરાથી બચાવે. દા.ત. ચાદર વગેરે બિછાવે અને ઈફતારીમાં ખાવા-પીવાની લાંબી વ્યવસ્થા ન કરે. ખાવા-પીવાનું ઓછું રાખે. *(કિતાબુલ ફતાવા : ૪૩૦/૩)*
- ઈફતારી, વલીમા જેવી દાવતોમાં ગરીબોને પણ જરૂર યાદ રાખવામાં આવે. ફક્ત માલદારોને દાવત આપવી, પોતાની માલદારીનું પ્રદર્શન કરવું અને ગરીબ મુસ્લિમ ભાઈઓને લક્ષમાં ન લેવા ઈમાની ભાઈચારાની વિરૂદ્ધ છે. તદુપરાંત ઈફતારીમાં ખોટા ખર્ચાઓ પણ મુનાસિબ નથી. *(કિતાબુલ ફતાવા : ૪૩૨/૩)*
- સેહરી, ઈફતારી અને બીજી ઈબાદતોમાં તે જ જગ્યાનો એતેબાર થશે, જ્યાં માણસ તે ઈબાદત અદા કરશે. જેથી કોઈ માણસ સઉદીમાં સેહરી કરે અને ભારતમાં ઈફતારી કરે, તો ભારતીય સમય પ્રમાણે જ ઈફતારી કરવી પડશે. ચાહે રોઝાના સમયનો ટોટલ સમય વધી જાય કે ઘટી જાય. *(કિતાબુલ ફતાવા : ૪૨૭/૩)*
- ઈફતારી (બની શકે એટલી) ટૂંકીટચ હોવી જોઈએ. અમુક

જગ્યાઓ પર ઈફતારીમાં નાન-ગોશ્ત, ખિચડો પુલાવ ખવડાવ-વાની વ્યવસ્થા કરવામાં આવે છે. જો આ વ્યવસ્થા ઈફતારી માટે કરવામાં આવતી હોય તો મગરીબની નમાઝ બાદ ખવડાવવામાં આવે. નમાઝથી પહેલાં ખવડાવવામાં ૧૦ મિનિટ પણ ઓછી પડશે, ઘણા લોકોની રકાતો પણ જશે અને ઘણાની જમાઅત પણ જશે. જેથી ગુનેહગાર પણ થશે. *(ફતાવા રહીમિય્યહ : ૮૬/૪)*

- કોઈ માણસે ઈફતારી માટે પૈસા મોકલ્યા અને એમાંથી થોડી રકમ વધી, તો તે બાકી પડતી રકમ ક્યાં ખર્ચ કરવી તે મોકલ-નારને પૂછવામાં આવે. એના લખાણ અને પરવાનગી મુજબ કરવું જરૂરી છે. (પોતાની રીતે કોઈ મિસ્કીન કે મોહતાજને ન આપે.) *(ફતાવા રહીમિય્યહ : ૮૭/૪)*

## ❊ સ્ત્રીઓને લગતા મસાઈલ ❊

- હેઝ (માસિક) અને નિફાસ (પ્રસુતિ બાદ થતો રક્તસ્ત્રાવ)વાળી સ્ત્રીઓએ રોઝો રાખવો જાઈઝ નથી. પરંતુ પાછળથી કઝા કરવી જરૂરી છે. *(કિતાબુલ મસાઈલ : ૭૦/૨)*
- જો કોઈ સ્ત્રી સુબ્હ સાદિક પછી દિવસ દરમિયાન કોઈ પણ સમયે હેઝ (માસિક) અથવા નિફાસથી પાક થઈ, તો એ સ્ત્રી તે દિવસનો રોઝો રાખી શકશે નહીં. પછી તે દિવસના રોઝાની કઝા કરવી પડશે અને સાંજ સુધી રોઝેદારની જેમ રહેવું પડશે. *(કિતાબુલ મસાઈલ : ૭૩/૨)*
- રોઝો રાખી લીધા પછી માસિક શરૂ થઈ જાય, તો પણ રોઝો તૂટી જશે. અને એ દિવસની કઝા કરવી પડશે.

જે સ્ત્રીઓ નિફાસને કારણે રોઝો રાખી શકતી નથી, એમણે ખાવું-પીવું જોઈએ. ખાવું-પીવું બંધ કરવું એના માટે જાઈઝ નથી. કેમકે નિફાસની હાલતમાં રોઝો રાખવો હરામ છે. અને ખાવા-પીવાથી રોકાય જવું એ રોઝેદારની આબેહૂબ નકલ (મુશાબેહત)

છે. જે એમના માટે જાઈઝ નથી. *(કિતાબુલ ફતાવા : ૪૧૮/૩)*

એ જ રીતે માસિકવાળી સ્ત્રીઓએ પણ ખાવું-પીવું બંધ કરવું જોઈએ નહીં. હા, રમઝાનના અદબ-એહતેરામમાં જગજાહેર ખાવું જોઈએ નહીં. *(કિતાબુલ ફતાવા : ૪૦૬/૩)*

- રોઝાની હાલતમાં પેશાબની જગ્યાએ કોઈ દવા મૂકવી અથવા તેલ વગેરે નાખવું દુરૂસ્ત નથી. એમ કરવાથી રોઝો તૂટી જશે. કઝા કરવી પડશે. *(બેહિશ્તી ઝેવર : ૧૪૦)* હા, એમાં એ યાદ રાખવું જોઈએ કે શર્મગાહની બહારના ભાગે દવા લગાવવાથી રોઝો તૂટતો નથી. અંદરના ભાગમાં દવા મૂકવાથી રોઝો તૂટી જાય છે. *(નવાકિઝે શૌમસે મુતઅલ્લિક નએ મસાઈલ : ૨૦)*
- બીમારીની તપાસ માટે ગર્ભાશયમાં કોઈ મશીન કે ચેકઅપ માટેના ઓઝાર પહોંચાડવામાં આવે અને એના ઉપર દવા અથવા કોઈ વસ્તુ લગાડવામાં આવે, તો રોઝો તૂટી જશે. *(નવાકિઝે શૌમસે મુતઅલ્લિક નએ મસાઈલ : ૨૦)*
- કોઈ સ્ત્રી ગાફેલ (બેખબર) થઈને સૂતી હતી અથવા બેભાન હતી, એવામાં કોઈએ એની સાથે (ઝબરદસ્તી) સંભોગ કરી લીધો, તો એનો રોઝો તૂટી જશે. ફક્ત કઝા કરવી પડશે અને પુરૂષે કફ્ફારો પણ આપવો પડશે. *(બેહિશ્તી ઝેવર : ૧૪૦)*
- કોઈ સ્ત્રી રમઝાનમાં (કે તે પહેલાં) માસિક રોકવાની દવા લઈ લે, જેનાથી માસિક ન આવે, તો તે પાક ગણાશે. અને એના રોઝા પણ સહીહ ગણાશે. આમ રોકવામાં શરીઅત તરફથી કોઈ પાબંદી પણ નથી. આ રીતે દવાથી માસિક રોકવા માટે એટલી શર્ત છે કે, એનાથી સ્ત્રીના સ્વાસ્થ્યને કોઈ હાનિ પહોંચતી ન હોય. *(આપકે મસાઈલ : ૫૭૦/૪)* તેમ છતાં શરીઅત તરફથી માસિકને લઈ છૂટછાટ આપવામાં આવે છે. એટલે સ્ત્રીઓ દવા ન લે અને પછી કઝા કરી લે, તો અલ્લાહપાકથી ઉમ્મીદ છે કે,

તેને એટલો જ સવાબ મળે, જેટલો રમઝાનમાં મળે છે. કારણ કે આ કુદરતી કારણ છે.

- પોતાના મોઢેથી ચાવીને નાના બાળકને કોઈ ચીઝ ખવડાવવી મકરૂહ છે. હા, એની જરૂરત જ પડે અને મજબૂરી અને લાચારી જ હોય તો પછી મકરૂહ પણ નથી. *(બેહિશ્તી ઝેવર : ૧૪૦)*
- આ રીતે બાળક માટે ચાવવા દરમિયાન એ કોળિયો ગળામાં ઉતરી જાય, તો કઝા કરવી પડશે, કફ્ફારો આપવો નહીં પડે. *(મસાઈલે રોઝા : ૧૨૦)*

## ❊ રોઝાના વિવિધ મસાઈલ ❊

- બીમાર, મુસાફિર, સગર્ભા, દૂધ પીવડાવવાવાળી સ્ત્રી, બીમારની સેવા-ચાકરીમાં વ્યસ્ત માણસ, જ્યારે તેના રોઝા રાખવાથી બીમારનું નુકસાન થતું હોય, પાગલ અને બેહોશ વ્યક્તિ માટે ઉઝર (શરીઅતે દર્શાવેલ મજબૂરી)ને કારણે રોઝો ન રાખવાની ગુંજાઈશ છે. જ્યારે એમની ઉઝર (મજબૂરી) જતી રહે ત્યારે રોઝાની કઝા કરે. હા, કોઈ માણસ એવો હોય કે એનામાં રોઝો રાખવાની શક્તિ જ ન રહે, તો એના માટે હુકમ એ છે કે, દરેક રોઝાના બદલામાં ફિદયો આપતો રહે. *(કિતાબુલ મસાઈલ : ૭૦/૨)*
- દસ વર્ષથી ઓછી ઉંમરનું બાળક જો એવું સિહતમંદ (તંદુરસ્ત) હોય કે રોઝો રાખવામાં એને કોઈ તકલીફ નહીં પડે, તો એવા બાળકને રોઝો રખાવવામાં કોઈ વાંધો નથી. પરંતુ જો બાળક તંદુરસ્ત ન હોય અથવા અશક્ત હોય અથવા એટલું નાનું હોય કે રોઝો રાખવામાં એને ઘણી તકલીફ પડશે, તો એને રોઝો રખાવવો જોઈએ નહીં.
- આજકાલ લોકો નામ કમાવવા માટે ઝબરદસ્તી નાના બાળકો પાસે રોઝો રખાવે છે અને પછી એમના ફોટા સમાચારપત્રોમાં આપે છે. અને (નામના મેળવવાના મોહમાં) મોટી મોટી દઅવતો

અને ઈફતારપાર્ટીઓ યોજે છે. આ બધા રસ્મો (રિવાજો)ને તિલાંજલી આપવી જોઈએ અને આવા કામોથી બચવું જોઈએ.
*(કિતાબુલ મસાઈલ : ૭૫/૨)*

- કોઈએ મોકલેલ વસ્તુથી ઈફતારી કરવામાં પણ કોઈ વાંધો નથી. જ્યારે કે તે હરામ કમાઈથી ન હોય અથવા તે હરામ છે એ વિશેની જાણકારી ન હોય. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૪૯૪/૬)*
- રમઝાનુલ મુબારકના એહતેરામમાં દિવસ દરમિયાન હોટલ બંધ રાખવી જરૂરી છે. ચાહે ખાવાવાળા ગેરમુસ્લિમ કેમ ન હોય. *(મસાઈલે રોઝા : ૧૬૩)*
- સ્ત્રીએ પતિની પરવાનગી લીધા વગર નફિલ રોઝો રાખવો જોઈએ નહીં. અને જો તેણે રાખી લીધો અને પતિ તોડવાનું કહે, તો તેણે રોઝો તોડવો પડશે. પછી જ્યારે પતિ કહે ત્યારે તેની કઝા કરી લે. *(બેહિશ્તી ઝેવર : ૧૩૭)* આ હુકમ ત્યારે છે, જ્યારે પતિ ઘરે હોય.
- રમઝાન માસ દરમિયાન દિવસે રમઝાનના એહતેરામમાં હોટલ બંધ રાખવી જરૂરી છે. ચાહે ખાવા-પીવાવાળા કોઈપણ ધર્મના હોય. *(ફતાવા રહીમિય્યહ : ૮૧/૪)*

## ❊ નઝર (મન્નત)ના રોઝા ❊

જ્યારે કોઈ નઝર એટલે કે મન્નત માને (જે શરીઅતમાં જાઈઝ હોય તેવી) ત્યારે તેને પુરી કરવી વાજિબ છે. જો મન્નત માની લીધી અને પછી રોઝો નહીં રાખે, તો ગુનેહગાર થશે.

**નઝર બે પ્રકારની છે :** (૧) રોઝો રાખવાની મન્નત રોઝા માનવામાં જો દિવસ કે તારીખ મુકર્રર કરીને નઝર માની હોય, જેમકે, અય અલ્લાહપાક ! જો આજે મારૂ ફલાણું કામ થઈ જાય, તો હું કાલે રોઝો રાખીશ અથવા આવતી જુમેરાતે રોઝો રાખીશ. એવી માનતામાં રોઝાની નિય્યત રાતથી કરી લે, તો વાંધો નથી. રાત્રે ન કરી

હોય તો અડધા દિવસથી પહેલાં પણ કરી શકાય છે. (૨) બીજી જાતની નઝર માનવામાં દિવસ અને તારીખ મુકર્રર કરી નહીં અને કહ્યું કે, "અય અલ્લાહપાક ! જો મારૂ ફલાણું કામ થઈ જાય, તો એક રોઝો રાખીશ અથવા કોઈ કામનું નામ લીધું નહીં અને એમ જ કહી દીધું કે, પાંચ રોઝા રાખીશ. તો એવી મન્નતમાં રોઝા માટે રાતથી એટલે કે સુબ્હે સાદિક પહેલાં નિય્યત કરવી જરૂરી છે. જો સવાર થયા પછી નિય્યત કરશે, તો નઝરનો રોઝો થશે નહીં અને તે રોઝો નફલ થશે. નઝરનો રોઝો ફરી રાખવો પડશે.

- કોઈ માણસે મન્નત માની કે મારૂ ફલાણું કામ થઈ જશે, તો હું પાંચ દિવસ રોઝા રાખીશ. જો એ કામ થઈ જાય તો મન્નત માનનારે પોતે આ રોઝા રાખવા પડશે. બીજા લોકો પાસે રોઝા રખાવી શકતો નથી. *(આપકે મસાઈલ : ૬૧૬/૪)* થોડા ફેરફાર સાથે ટૂંકમાં.
- મન્નતના રોઝા પોતે જ રાખવા પડશે. બીજા કોઈને રાખવા માટે કહેવું દુરૂસ્ત નથી. *(આપકે મસાઈલ : ૬૧૬/૪)*
- કોઈએ એવી મન્નત ન માનવી જોઈએ, જેને તે પૂરી કરી ન શકે. તેમ છતાં કોઈએ રોઝાની મન્નત માની લીધી, તો હવે તેણે મન્નત મુજબ રોઝા રાખવા જરૂરી છે. અને જો એવી અશક્તિ અને કમઝોરી હોય કે રોઝા રાખવાની શક્તિ ન રહે, તો જે રીતે રમઝાનના રોઝાનો માઝૂર લોકો ફિદયો આપે છે, તે રીતે ફિદયો આપે. અને મન્નત માન્યા મુજબ પૂરી ન થવાને લીધે જે ગુનો થયો તેની અલ્લાહ તઆલા પાસે માફી માંગે. *(આપકે મસાઈલ : ૬૧૭/૪)*

## ❊ નફલ રોઝા ❊

- રમઝાન શરીફ, બન્નેવ ઈદના દિવસો અને બકરી ઈદ પછીના ત્રણ દિવસ (૧૧, ૧૨, અને ૧૩ ઝિલ્હજ્જ) કુલ પાંચ દિવસો સિવાય જ્યારે દિલ ચાહે ત્યારે નફલ રોઝો રાખી શકે છે. જેટલા

વધુ રોઝા રાખે તેટલો વધારે સવાબ થશે. નફલ રોઝાની નિય્યત કરી લીધા પછી તે વાજિબ થઈ જાય છે. અને રોઝો રાખ્યા પછી ફરી તે રોઝાને તોડ્યો, તો હવે તે રોઝાની કઝા રાખવી પડશે. પણ જો કોઈએ રાત્રે રોઝો રાખવાનો ઈરાદો કર્યો અને સુબ્હે સાદિક થવા પહેલાં તેનો ઈરાદો બદલાઈ ગયો અને રોઝો રાખ્યો નહીં, તો તેની કઝા વાજિબ થશે નહીં. નફલ રોઝાની નિય્યત પણ અડધા દિવસથી પહેલાં કરી શકાય છે.

- મુહર્રમની ૧૦મી તારીખે રોઝો રાખવો મુસ્તહબ છે. તેનો ઘણો સવાબ છે. હદીષ શરીફમાં છે કે, રમઝાન પછી મુહર્રમના રોઝા દરેક રોઝાઓથી અફઝલ છે. આશૂરાનો રોઝો ગયા એક વર્ષના ગુનાહોનો કફ્ફારો થઈ જાય છે. *(મુસ્લિમ)* અને જો ૯મી અને ૧૦મી મુહર્રમના બન્નેવ રોઝા રાખે અથવા ૧૦મી મુહર્રમ સાથે ૧૧મી તારીખનો પણ રોઝો રાખે તો બેહતર છે.

- અરફાના દિવસે એટલે કે, ૯મી ઝિલ્હજ્જનો રોઝો રાખવાનો બહુ મોટો સવાબ છે. હદીષ શરીફમાં છે કે, અરફાના દિવસનો રોઝો રાખવાથી આગલા એક વર્ષના અને પાછલા એક વર્ષના ગુનાહ માફ થઈ જાય છે. *(મુસ્લિમ)* ૧લી ઝિલ્હજ્જથી ૯મી તારીખ સુધી રાખે તો પણ સારૂં છે, અને ઘણો સવાબ છે.

- શબે બરાત એટલે કે, શઅબાન મહિનાની ૧૫મી તારીખે પણ રોઝો રાખે તો સવાબ છે. હદીષ શરીફમાં છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) શઅબાન મહિનામાં વધુ રોઝા રાખતા હતા. અને ફરમાવતા હતા કે, લોકો આ મહિનાથી ગાફિલ છે. આ મહિનાની ૧૫મી રાત્રે બંદાઓના અમલો પેશ થાય છે. મારી તમન્ના છે કે, જ્યારે મારા અમલો પેશ થાય, તો મારી ગણત્રી રોઝદારોમાં થાય. *(બયહકી શરીફ)* બીજી હદીષ શરીફમાં છે કે, જ્યારે શઅબાનની ૧૫મી રાત આવે ત્યારે રાતના કિયામ

કરો. એટલે કે, નફલ પઢો અને દિવસે રોઝો રાખો. આ રાત્રે અલ્લાહ તબારક વ તઆલા સૂર્યાસ્ત પછી આસ્માની દુનિયામાં આવી ફરમાવે છે કે, છે કોઈ મગફિરત ચાહનાર કે તેને બખ્શી દેવામાં આવે, છે કોઈ રોઝી માંગનાર કે તેને રોઝી આપવામાં આવે, છે કોઈ મુસીબતમાં ગિરફ્તાર કે તેને આફિયત આપવામાં આવે. આવી રીતે સવાર સુધી ફરમાવતા રહે છે. *(ઈબ્ને માજહ)*

- ઈદુલ ફિત્ર પછી શવ્વાલ મહિનામાં છ રોઝા રાખવાનો પણ ઘણો સવાબ છે. હદીષ શરીફમાં છે કે, જેણે રમઝાનના રોઝા રાખ્યા, ફરી છ રોઝા શવ્વાલના પણ રાખે, તો જાણે તેણે હંમેશ રોઝા રાખ્યા. *(મુસ્લિમ)* બીજી હદીષમાં છે કે, છ રોઝા શવ્વાલના મળી એક વર્ષના રોઝા થઈ જાય છે. *(બયહકી)* મતલબ કે રમઝાનના અને શવ્વાલના છ રોઝા મળીને એક વર્ષ પુરા રોઝા રાખવાનો સવાબ મળે છે. શવ્વાલ મહિનામાં ઈદનો દિવસ છોડીને ક્યારેય પણ રાખે. જોઈએ તો લગાતાર રોઝા રાખે અથવા છૂટા છૂટા રાખે.
- શવ્વાલના ૬ રોઝા લગાતાર ન રાખવા મુસ્તહબ છે. તેમ છતાં લગાતાર રાખે, તો મકરૂહ પણ નથી. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૪૮૯/૬)*
- જો દર મહિનાની ૧૩, ૧૪ અને ૧૫મી તારીખના ત્રણ દિવસે રોઝા રાખ્યા કરે, તો જાણે તેણે આખા વર્ષના લાગલગાટ રોઝા રાખ્યા. હુઝૂર (સલ.) એ પ્રમાણે રોઝા રાખ્યા કરતા હતા.
- ૨૭ રજબ વિશે લોકોનું એવું મંતવ્ય છે કે, તે હજારી રોઝો છે. અને હજારી રોઝો સમજીને જ રોઝો રાખે છે કે જેથી હજાર રોઝાનો સવાબ મળે. તો એના વિશે જે રિવાયતોમાં વર્ણન છે, તે બધી મનઘડત છે. સહીહ અને ભરોસાપાત્ર નથી. જેથી ૨૭ રજબનો રોઝો આશુરાના રોઝાની જેમ સુન્નત છે. હજાર રોઝા બરાબર સવાબની શ્રદ્ધાથી રાખવાની મનાઈ છે. *(ફતાવા રહીમિય્યહ : ૮૮/૪)*

- જો કોઈ રાતના એ નિય્યત કરીને સૂતો કે સવારમાં નફલ રોઝો રાખવો છે, તો સુબ્હ સાદિક પહેલાં એને નિય્યત બદલવાનો અધિકાર છે. જો સુબ્હ સાદિક પહેલા આંખ ખૂલી ગઈ અને રોઝો ન રાખવાનો ઈરાદો કરી લીધો, તો હવે એના સિરે કંઈ પણ વાજીબ થશે નહીં. પરંતુ જો રાતના રોઝાની નિય્યત કરીને સૂતો અને સવારમાં સુબ્હ સાદિક પછી આંખ ખૂલી, તો હવે એનો રોઝો શરૂ થઈ ગયો. જો તોડી નાંખશે, તો કઝા કરવી પડશે.
  *(આપકે મસાઈલ : ૬૧૪/૪)*
- કોઈ માણસ ૯, ૧૦ મુહર્રમના દિવસે નફલ રોઝો રાખે તો તેની સાથે રમઝાનના કઝા રોઝાની નિય્યત ન મિલાવે. ફક્ત રમઝાનના કઝા રોઝાની નિય્યત કરે. નફલ અને કઝા બન્નેની નિય્યત મિલાવવી સહીહ નથી. *(આપકે મસાઈલ : ૬૨૧/૪)*

આ સિવાય બીજા પણ નફલ રોઝા રાખવાની ફઝીલત હદીષ શરીફમાં બયાન થઈ છે. હદીષ શરીફમાં છે કે, જે માણસે કોઈ રોઝદારને રોઝો ઈફતાર કરાવ્યો, તેને રોઝદારના જેટલો સવાબ મળે છે, અને રોઝદારના સવાબમાં કંઈ ઘટાડો થતો નથી. *(તિરમિઝી શરીફ)* હઝરત અબૂ હુરૈરહ (રદી.) ફરમાવે છે કે, મને હુઝૂર (સલ.)એ ત્રણ વાતોની વસિય્યત કરી છે : (૧) દર મહિને ત્રણ રોઝા રાખવા, (૨) ચાશતની બે રક્અત નમાઝ પઢવી, (૩) સૂવા પહેલાં વિત્રનું પઢી લેવું. *(બુખારી શરીફ)*

﴿ بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ﴾

# ❋ ઝકાત ❋

ઈસ્લામના બુન્યાદી શિક્ષણોમાં પાંચ અરકાનોમાંથી એક રૂકન (સ્તંભ) ઝકાત છે. જે દરેક સાહિબે નિસાબે આપવી ફર્ઝ છે. એનો ઈન્કાર કરનાર કાફિર છે, અને નહીં આપનાર સખ્ત ગુનેહગાર છે.

## ઝકાતની ફરઝિયત અને તેની અગત્યતા :

કુર્આન શરીફમાં અનેક જગ્યાએ નમાઝની સાથે સાથે ઝકાતની પણ તાકીદ કરવામાં આવી છે. જો તમો કુર્આન મજીદની તિલાવત કરતા હશો, તો તેમાં અનેક જગ્યાએ પઢ્યું હશે કે, **“અકીમુસ્સલાત વ આતુઝ-ઝકાત”** *અર્થ : નમાઝ કાયમ કરો અને ઝકાત આપતા રહો.* કેટલીક જગ્યાએ મુસલમાનોના ખાસ સદ્ગુણ એ વર્ણન કરવામાં આવ્યા છે કે, **“અલ્લઝીન યુકીમુનસ્સલાત વયુતૂનઝ ઝકાત”** *અર્થ : તેઓ નમાઝ પઢે છે તથા ઝકાત આપે છે.* આથી જણાયું કે, જે લોકો નમાઝ નથી પઢતા અને ઝકાત નથી આપતા, તેઓ ખરા મુસલમાન નથી. કારણકે ઈસ્લામની જે વાતો અને જે સદ્ગુણો ખરા મુસલમાનોમાં હોવા જોઈએ, તે તેઓમાં નથી.

ઝકાત નહીં આપવી એ મુશ્રિકો અને કાફિરોનું લક્ષણ છે. તે સૂરએ હામીમ સિજદહની આ આયતમાં બતાવવામાં આવ્યું છે : **“વયલુલ લિલ મુશ્રિકીનલ્લઝીન લા યુતૂનઝ ઝકાત વહુમ બિલ આખિરતી હુમ કાફિરૂન.”**

**અર્થ :** અને એવા મુશ્રિકોની ભારે ખરાબી છે. તેનું પરિણામ ઘણું ખરાબ આવનાર છે, જેઓ ઝકાત આપતા નથી. અને તેઓ આખિરતનો ઈન્કાર કરનાર અને કાફિર છે.

## ઝકાત નહીં આપનાર માટે દુઃખદ અઝાબ :

ઝકાત નહીં આપનારાઓનું જે ખરાબ પરિણામ કિયામતમાં થનાર છે, અને જે શિક્ષા તેઓને મળનાર છે, તે એટલી સખત છે કે, તેને સાંભળતાં જ રૂંવાટા ઉભા થઈ જાય છે, અને દિલ ધ્રુજવા લાગી જાય છે. સૂરએ તૌબામાં ઈર્શાદ છે : (અર્થાત્) અને જે લોકો (કંજુસીથી) સોના અને ચાંદીનો ખજાનો એકઠો કરે છે, પણ તેને અલ્લાહપાકના રસ્તામાં ખર્ચ કરતા નથી. (એટલે કે તેઓ પર જે ઝકાત વિગેરે ફર્ઝ છે, તેને અદા કરતા નથી.) તો (હે નબી !) તમો તેઓને દુઃખદાયક અઝાબની ખબર સંભળાવી દો. જે દિવસે તે માલ પર દોઝખની આગ ભડકાવવામાં આવશે. ફરી તે વડે તેઓની પેશાનીઓ તથા પડખાંઓ અને પીઠો ડામવામાં આવશે. (અને કહેવામાં આવશે કે) આ તે જ (માલ અને દૌલત) છે, જેને તમે તમારા માટે ભેગુ કર્યું હતું. તો હવે પોતાની ભેગી કરેલી દૌલતની મજા ચાખો.

હદીષ શરીફમાં પણ ઝકાત નહીં આપનારાઓ માટે આ આયતના મઝમૂન (વિષય)નો ખુલાસો હુઝૂર (સલ.)એ બયાન કર્યો છે. તે ઉપરાંત બીજા પ્રકારના અઝાબોનું પણ વર્ણન થયું છે. હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : જેને અલ્લાહપાકે માલ આપ્યો અને તેણે ઝકાત આપી નહીં, તો કિયામતના દિવસે તેનો માલ ઝેરી ગંજો સાપ બનીને આવશે અને તેની ગરદનમાં વિંટાઈ જશે. ફરી તે તેના બન્ને જડબાં તોડશે અને કરડીને કહેશે કે, હું જ તારો માલ છું, હું જ તારો ખજાનો છું. *(મિશ્કાત શરીફ)*

આ ઉપરાંત બીજી અન્ય હદીષોમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, ઝકાત આપવામાં વિલંબ (મોડુ) કરનાર મલઉન (તિરસ્કાર અને ધિક્કારપાત્ર) છે. ઝકાત નહીં આપનારની નમાઝ પણ કબૂલ કરવામાં નથી આવતી. જે માલમાં ઝકાત ભળેલી હોય છે, તે માલ તબાહ થઈ જાય છે. ઝકાત નહીં આપનાર મુનાફિક છે. ઝકાતને રોકવાથી દુકાળ પડે છે. જેવી રીતે કે ઝિના (વ્યભિચાર)થી વબા (પ્લેગની

જેમ વ્યાપક રોગચાળો) ફેલાય છે, માલની ઝકાત નહીં આપવાથી માલ અપવિત્ર થઈ જાય છે, અને ઝકાત આપવાથી માલ પવિત્ર થઈ જાય છે. *(મિશ્કાત શરીફ)*

વળી, આપ (સલ.)એ ફરમાવ્યું કે, તે માણસ ઉપર અફસોસ છે, જે પોતાની અવલાદને તો માલદાર બનાવે, પરંતુ પોતે અલ્લાહ તઆલાની આગળ બૂરો (ખરાબ) બનીને પેશ થાય. *(દયલમી)*

## ઝકાત ન આપવી ઝુલ્મ અને નેઅમતની બેકદરી છે :

અલ્લાહ તઆલાએ જે લોકોને સુખી અને માલદાર બનાવ્યા છે, તેઓ જો ઝકાત નહીં આપે અને અલ્લાહપાકની આજ્ઞા પ્રમાણે તેના માર્ગમાં ખર્ચ નહીં કરે, તો બેશક તેઓ ઘણા જ નાશુકરા અને મોટા ઝાલિમ છે. આપણે એ પણ વિચારવું જોઈએ કે, ઝકાત અને સદકાઓથી અસલમાં પોતાના જ ગરીબ અને નિરાધાર ભાઈઓની સેવા થાય છે. તો ઝકાત ન કાઢવી ખરૂં જોતાં પોતાના જ ગરીબ અને લાચાર ભાઈઓ પ્રત્યે ઝુલ્મ કરવો અને તેઓનો હક્ક મારવો છે.

આપણી પાસે જે કંઈ માલ-દૌલત છે, તે દરેક અલ્લાહપાકની જ આપેલી છે. અને આપણે પોતે પણ તેના જ બંદા તથા તેના જ પેદા કરેલા છીએ. ત્યારે જો તે આપણી પાસે આપણા સઘળા માલની પણ માંગણી કરે તો આપણો એ ફર્ઝ છે કે, વગર આનાકાનીએ સર્વ કંઈ આપી દઈએ. આ તો તેની મહાન કૃપા છે કે, પોતાના જ આપેલા માલમાંથી માત્ર ચાલીસમો ભાગ કાઢવાનો તેણે હુકમ કર્યો છે.

## ઈસ્લામમાં ઝકાતની વ્યવસ્થા :

માનવીય સમાજમાં અમુક લોકોનું માલદાર હોવું તથા અમુક લોકોનું ગરીબ હોવું એ સાહજીક બાબત છે. એટલે દરેક સમાજની એ બુનિયાદી ફરજ છે કે, તેના ધનવાનો પોતાના ગરીબ ભાઈઓની આર્થિક મદદ કરે. અને એ હેતુ માટે પોતાની સંપત્તિનો એક ભાગ દાન માટે અલગ કરે.

ઈસ્લામ પહેલાના આકાશી ધર્મોમાં પણ ઝકાત-સદકાતના આદેશો આપવામાં આવ્યા છે. કુર્આન મજીદનું વર્ણન છે કે, હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ પોતાના ઘરવાળાઓને નમાઝ તથા ઝકાતનો આદેશ આપતા હતા. *(સૂ.મરયમ : ૫૫)* હઝરત યઅકૂબ અલયહિસ્સલામના પૂત્રો (બની ઈસ્રાઈલ)થી ખુદાપાકે જે વાતોનો કરાર લીધો, તેમાં નમાઝની સાથો-સાથ ઝકાતનો પણ ઉલ્લેખ હતો. *(સૂ.બકરહ : ૩)* હઝરત ઈસા અલયહિસ્સલામે પણ એલાન ફરમાવ્યું કે, મને જીવનભર નમાઝ અદા કરવાની તથા ઝકાત આપવાની સુચના આપવામાં આવી છે. *(સૂ.મરયમ : ૩૧)*

ભલે બાઈબલમાં માનવીય હસ્તક્ષેપના કારણે ઘણો બધો ફેરફાર થઈ ગયો છે, પરંતુ તે છતાં તેમાં ક્યાંક અસ્પષ્ટ કે સ્પષ્ટપણે દાન કરવાની વાત જોવા મળે છે. જુના કરારમાં અન્ન તથા જાનવરોમાં દસમો ભાગ જરૂરી ઠરાવવામાં આવ્યો છે. *(અહબાર : ૨૭, ૩ X૨૦)*

અન્ય ધર્મોમાં પણ મન્નત-બાધા, કુર્બાની-બલિ અને દાનની વિભાવના મૌજૂદ છે. સારાંશ કે, માનવસેવા, ગરીબોની મદદ અને જરૂરિયાતમંદોની જરૂરિયાત પૂરી કરવી વિશ્વના તમામ ધર્મો તથા માનવસ્વભાવનો એક સહિયારો વારસો છે. જેને ઈસ્લામે માત્ર યથાવત્ જ ન રાખ્યો, બલ્કે તેને ખુદાપાકની બંદગીનો દરજ્જો આપી દીધો. અને તેની મહત્વતા વધારવાની સાથોસાથ માનવજાત સમક્ષ તેની એક સુસંગઠિત વ્યવસ્થા રજૂ કરી.

ઈસ્લામી શિક્ષાઓનું સર્વપ્રથમ તથા આધારભૂત સ્ત્રોત કુર્આન મજીદ છે. કુર્આન મજીદે ઝકાતને મહત્વ આપ્યું છે. તેનો અંદાજો એનાથી લગાવી શકાય છે કે, તેણે વીસ જગ્યાએ ઝકાતનો ઈસ્લામની સર્વપ્રથમ ફરજ (કર્તવ્ય) નમાઝની સાથોસાથ ઉલ્લેખ કર્યો છે. બત્રીસ સ્થાનોમાં સ્પષ્ટ રીતે ''ઝકાત''નો શબ્દ અને પંદર જગ્યાએ ''સદકા''નો શબ્દ પ્રયોજાયો છે. અનેક જગ્યાએ ખુદાપાકની રહમત

(કૃપા)નો હકદાર બનવા માટે ઈમાન તથા તકવા સહિત ઝકાતની અદાયગીને પણ શરતરૂપે ઠરાવવામાં આવી છે. *(સૂ.અઅ્રાફ : ૧૬૫)* તેમજ કહેવામાં આવ્યું છે કે, ઝકાત તમારા માલમાં કમીનું કારણ ન બને, બલ્કે બરકત તથા વૃધ્ધિનું નિમિત્ત બનશે. *(સૂ.રૂમ : ૩૯)* આખિરતમાં તેનો જે સવાબ છે, તેને અલ્લાહપાકે એમ દર્શાવ્યું છે :

"અલ્લાહ તઆલાના માર્ગે દાન તરીકે ખર્ચ કરનારાઓનું ઉદાહરણ તે વાવવામાં આવેલ બી જેવું છે, જેમાંથી સાત ડૂંડાં ઉગી નીકળી આવે. અને દરેક કણસલામાં સો-સો દાણા હોય. અલ્લાહ તઆલા જેના માટે ઈચ્છે છે, તેના માટે સવાબ બેગણો કરી આપે છે. અને તે મહાન તથા જ્ઞાની છે." *(અલ બકરહ : ૨૬૧)*

જે લોકો ઝકાત અદા ન કરે અને ગરીબોનો હક્ક અદા કરવામાં ઠાગાઠૈયા કરે છે, તેઓ માટે આવા જ પ્રકારની ખતરનાર સજાનો પણ કુર્આને ઉલ્લેખ કર્યો છે. કુર્આને કરીમમાં છે :

"જે દિવસે સોનું-ચાંદી આગમાં ગરમ કરવામાં આવશે, પછી તેના વડે કપાળ પર તથા પડખા પર અને પીઠ પર ડામ દેવામાં આવશે. અને કહેવામાં આવશે કે, આ જ છે તે માલ, જે તમે તમારા માટે એકત્ર કર્યો હતો. તો હવે આ માલનો સ્વાદ ચાખો." *(અત્તૌબા : ૩૫)*

ક્યાંક એમ ફરમાવવામાં આવ્યું કે, તે માલનો હાર બનાવી અઝાબરૂપે તેના ગળામાં પહેરાવી દેવામાં આવશે. *(સૂરહ આલિ ઈમરાન : ૧૮)* સાચી વાત એ છે કે, ઈસ્લામ જેને સદ્કાર્ય કહે છે, તેમાં નમાઝ પછી જેટલી તાકીદપૂર્વક તથા ભારપૂર્વક કુર્આને ઝકાત તેમજ સદકાનો ઉલ્લેખ કર્યો છે. તેવો ભારપૂર્વક ઉલ્લેખ અન્ય કોઈ અમલનો કર્યો નથી.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઝકાતને ઈસ્લામના ચાર સ્તંભો (અરકાન) પૈકી બીજા નંબરના સ્તંભનો દરજ્જો આપ્યો છે. પહેલા ક્રમે નમાઝ છે. અને ક્યારેક આપ

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જે વાતો પર બૈઅત લીધી, તેમાં ઝકાતનો પણ ઉલ્લેખ કર્યો છે. *(બુખારી શરીફ : ૧/૧૮૮)*

ઝકાત અદા ન કરવાની સજારૂપે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જે વઈદો દર્શાવી છે, તે ધ્રુજારી દેનારી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે માલની ઝકાત આપવામાં ન આવી હશે, તે ઝેરી સાપનું રૂપ ધારણ કરી ગળાનો હાર બની જશે અને કરડતો રહેશે. *(બુખારી શરીફ)* જે જાનવરોની ઝકાત અદા કરવામાં ન આવી હશે, તે જાનવરો તેના શરીરને કચડી નાંખશે. *(બુખારી શરીફ)*

બે સન્નારીઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં હાજર થઈ. તેમના હાથોમાં સોનાના કંગન હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, એમની ઝકાત અદા કરી દીધી છે ? તેણીઓએ નકારમાં જવાબ આપ્યો. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું : ''શું તમને એ વાત ગમશે, કે તમને આગના કંગન પહેરાવવામાં આવે ?'' ત્યાર પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઝકાત આપી દેવાની સૂચના આપી. *(તિરમિઝી : ૧/૧૩૮)*

તદુપરાંત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દુન્યામાં પણ ઝકાત આપવા પર ખુશખબરી આપી છે, અને ન આપવા પર અલ્લાહ તઆલાની પકડનો ઉલ્લેખ કર્યો છે. ફરમાવ્યું કે, સદકો બૂરા અંજામ (કુફ્રની મૌત)થી બચાવે છે, ઉંમરમાં વધારો કરે છે. *(અત્તરગીબ વત્તરહીબ : ૧૬૧)* સિત્તેર મુસીબતોના દ્વાર બંધ કરે છે, બલાઓ તેનાથી ટળી જાય છે. *(મિશ્કાત : ૧/૧૬૭)*

જે માલની ઝકાત આપવામાં ન આવી હોય તો ઝકાતના માલની સાથો-સાથ મૂળ માલ પણ બરબાદ થઈ જાય છે. *(મિશ્કાત શરીફ, કિતાબુઝ ઝકાત)* જે લોકો ઝકાત નથી આપતા, તેમના પર દુકાળ ત્રાટકે છે. *(અત્તરગીબ વત્તરહીબ)*

અન્ય એક હદીષ શરીફમાં છે કે, જે લોકો ઝકાત અદા નહીં કરે, તેઓને વરસાદથી મહરૂમ (વંચિત) કરી દેવામાં આવશે. જો તે વસ્તીમાં જાનવરો ન હોય તો કદાચ તેમના ઉપર જરા પણ વરસાદ નહીં વરસે. ઉપરોક્ત હદીષોથી ફલિત થાય છે કે, ઉમ્મતની બરબાદી તથા આર્થિક તંગીનું એક મહત્વપૂર્ણ કારણ એ પણ છે કે, ઉમ્મત ઝકાત અદા કરવામાં ગફલત કરી રહી છે.

પ્રત્યેક ધર્મ એમ તો અલ્લાહ તઆલા સાથે સબંધ સ્થાપવાનો તથા પ્રેમ કરવાનો દાવો કરે છે, પરંતુ ઈસ્લામે બધા ધર્મોની રીતને રદબાતલ ઠરાવી. અને અલ્લાહપાક સાથે પ્રેમપૂર્વક સબંધ સ્થાપવા માટે સર્વપ્રથમ નમાઝ ફર્ઝ કરી. જે એક અત્યંત પવિત્ર તથા અસરકારક ક્રિયા છે. જેમાં માનવીનું પ્રત્યેક અંગ ખુદાપાકના દરબારમાં હાજર થઈ જાય છે. અને બંદગીની ચરમસીમા તો ત્યારે આવે છે, જ્યારે માણસ પોતાનું માથુ જમીન પર નમાવી દે છે.

નમાઝ તો એક હકારાત્મક પ્રક્રિયા છે. અલ્લાહપાકથી પ્રેમ-પૂર્વકનો સબંધ ત્યારે જ પરાકાષ્ઠા પર પહોંચી શકે છે, જ્યારે અલ્લાહપાક સિવાય (ગયરૂલ્લાહ)થી સબંધ વિચ્છેદ થાય. મતલબ કે, સબંધોને ગાઢ કરવા માટે નકારાત્મક પ્રક્રિયા પણ જરૂરી છે. આ વિશ્વમાં જો કોઈ વસ્તુ માનવીના મનને સૌથી વધારે મોહી લે છે, તો તે ‘‘માલ’’ છે. માલની લાલચ માણસને સર્વપ્રથમ અલ્લાહપાકથી દૂર કરે છે. અને જ્યારે માલો-દૌલત આવી જાય છે, તો તેનો એવો નશો ચઢે છે કે, માણસ ઘમંડનો શિકાર થઈ જાય છે. આ ઘમંડ તેના માટે પ્રાણઘાતક ઝેર પુરવાર થાય છે. તેનાથી સ્વાર્થવૃત્તિ જન્મે છે, બલિદાનની ભાવના નષ્ટ થાય છે. અન્ય માનવીના અધિકારોને તે બેકાર સમજવા લાગે છે. પોતાની દૌલત વિશે એવું સમજે છે કે, એ તેણે પોતાની બુધ્ધિબળ કે બાહુબળથી કમાઈ છે.

‘‘ઝકાત’’ ધનની આ લાલસાને જ ઓછી કરે છે. ‘‘નમાઝ’’

અલ્લાહપાક સાથે સબંધ સ્થાપવાની રીત છે. તો ઝકાત અલ્લાહ તઆલા સિવાયથી સબંધ વિચ્છેદ કરવાનો રસ્તો છે. આ પ્રક્રિયાને "તઝકિયહ્" યાને ચિત્તશુધ્ધિ કહેવામાં આવે છે. તેનાથી જ વિનમ્રતા ઉદ્ભવે છે. ઝકાતનો અમલ બંદાનો એ વિશ્વાસ વ્યક્ત કરે છે કે, તેની પાસે જે કાંઈ છે, તે ખુદાપાક તરફથી ભેટ છે. એમાં ખુદ એની શક્તિની કોઈ ભૂમિકા નથી. આ એ વાતનો એકરાર છે કે, તે ખુદાપાકની ખુશી મેળવવા માટે દુન્યાની દૌલત કુર્બાન કરવા માટે પણ તૈયાર છે. આનાથી ઈમાન (શ્રધ્ધા) તાજુ થાય છે, અને દુન્યાની દૌલત પાક થાય છે. માણસનું અંતરમન પાક થાય છે, અઅ્માલ પાક થાય છે. એટલે તેનું નામ જ "ઝકાત" રાખવામાં આવ્યું છે. જેનો અર્થ જ થાય છે પાકી, પવિત્રતા. કુર્આને કરીમે ઝકાતનો હેતુ શું છે, તે દર્શાવતાં આ મુદ્દા પ્રતિ ઈશારો કર્યો છે કે, "તેમના માલોમાંથી સદકો (ઝકાત) લઈ લો, એનાથી તમે તેમને પાક કરી દેશો." *(સૂ.તૌબા : ૧૦૩)*

આ તો ઝકાતનું અધ્યાત્મિક (રૂહાની) પાસુ છે. તેના ભૌતિક તથા આર્થિક ફાયદાઓ તો સુસ્પષ્ટ છે. કોઈ પણ સમાજમાં માલદારોની સાથોસાથ ગરીબો પણ હોવાના જ. ઝકાત સમાજના ગરીબ તથા કચડાયેલા વર્ગને સુરક્ષા પૂરી પાડે છે. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બહુ સારી વાત કરી છે કે, જો બધા લોકો ઝકાત અદા કરી દે, તો કોઈપણ માણસને રોટી-કપડાંથી વંચિત રહેવું નહીં પડે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છે કે, અલ્લાહપાકે માલદારો પર એટલી ઝકાત ફર્ઝ કરી છે કે, તે ગરીબો માટે પૂરતી થઈ જાય. જો અમુક લોકો નિર્વસ્ત્ર તથા ભૂખ્યા હશે, તો એ માલદારોએ ઝકાત ન આપી તે કારણે હશે. એટલે અલ્લાહપાકને એ હક્ક છે કે, આ મામલા વિશે માલદારોથી હિસાબ માંગે અને (ભૂલ જણાય તો) તેઓને અઝાબ આપે.

જે લોકો ઝકાતના હક્કદાર છે, તેમની ગણતરી કરવામાં આવે.

ત્યાર પછી જેમના પર ઝકાત જરૂરી છે, તેમની કરવામાં આવે. અર્થાત્ તેમના પર કેટલી ઝકાત આપવી જરૂરી છે, તેની ગણતરી કરવામાં આવે તો અમને વિશ્વાસ છે કે, ઝકાત તમામ ગરીબોની જરૂરિયાત પૂરી કરી દેશે. આંકડાઓની મદદથી કાશ આ દિશામાં કોઈ સંશોધન કરે, તો ઈન્શાઅલ્લાહ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની આ ભવિષ્યવાણી માત્ર શ્રધ્ધા આધારિત નહી રહેશે, બલ્કે વાસ્તવિક્તા બની જશે.

ઝકાત અદા કરવાનો ફાયદો ખુદ માલદારોને એ મળશે કે, ગરીબો (જેમની મહેનત તથા મજૂરીથી જ વૈભવ વિલાસરૂપી દીપ પ્રજ્વલિત રહે છે, અને તેમના પ્રતાપે ઝિંદગીના આરામગૃહમાં વસંત ખીલેલી રહે છે)માં તેમના વિરૂધ્ધ તિરસ્કારની લાગણી નહીં જન્મશે. અને તેઓ તેમને પોતાના હમદર્દ તથા હિતેચ્છુ સમજશે. પશ્ચિમી મૂડીવાદમાં ઝકાત માટે તો ક્યાં કોઈ જગ્યા છે ? ઉલ્ટાનું વ્યાજે ગરીબો તથા મજૂરોની કેડ ભાંગી નાંખી છે. આ વ્યાજ મોહતાજ તથા શ્રમજીવી વર્ગમાં માલદારો વિરૂદ્ધ તિરસ્કારની ભાવના જગાડે છે, અને તેમને ઉશ્કેરે છે. કમ્યુનિસ્ટ ચળવળ આ તિરસ્કારને વાચા આપવા માટે જ ઉભી થઈ. જો કે તે પણ સ્વાર્થી લોકોને લઈ નિષ્ફળ નિવડી. ઈસ્લામે ઝકાત વડે તેનો ઉપાય કર્યો છે. અને સંપત્તિની વહેંચણીમાં સંતુલન સ્થાપવાની કોશિશ કરી છે.

**ઝકાતનો સવાબ :**

અલ્લાહપાકનો બીજો ભારે ઉપકાર અને અહેસાન એ છે કે, તેણે ઝકાત તથા સદકાતનો બહુ મોટો સવાબ મુકર્રર કર્યો છે. અને તેણે આપેલા માલમાંથી જ આપણે જે કંઈ તેના હુકમ અનુસાર ઝકાત અથવા સદકાતના નામે તેના રસ્તામાં ખર્ચ કરીએ છીએ, તો તે તેનાથી ઘણો ખુશ થાય છે. અને તેના ઉપર ઘણા મોટા સવાબનો વાયદો ફરમાવે છે.

કુર્આન મજીદમાં ઈર્શાદ છે : (અર્થાત્) જે લોકો પોતાનો માલ

અલ્લાહપાકની રાહમાં ખર્ચ કરે છે, તેઓમાં તે ખર્ચવાની મિસાલ (અલ્લાહપાકને ત્યાં) તે દાણા સમાન છે, જે(નો છોડ ઉગીને તે) સાત કંટીઓ કાઢે અને દરેક ડુંડામાં સો દાણા હોય. અને જેને અલ્લાહપાક ચાહે છે, તેના માટે એથી વધુ કરી આપે છે. અલ્લાહ તઆલા ઘણો ઉદાર અને સર્વ કંઈ જાણનાર છે. જે લોકો પોતાનો માલ અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરે છે, ફરી ખર્ચ કર્યા પછી (જીભથી) ઉપકાર જતાવતા કે સતાવતા નથી, તેઓ માટે તેમના પરવરદિગાર પાસે તેનો સવાબ (બદલો) મળશે અને (કિયામતમાં) ન તેઓને કંઈ ડર (સવાબ ઘટવાનો) હશે, ન તેઓ દિલગીર થશે.

આ આયતમાં ઝકાત આપનારાઓ અને અલ્લાહપાકની રાહમાં ખર્ચ કરનારાઓ માટે અલ્લાહપાક તરફથી ત્રણ વાયદા કરવામાં આવ્યા છે : (૧) જેટલું તેઓ ખર્ચ કરે છે, અલ્લાહપાક તેઓને તેના બદલે સેંકડો ગણું વધારે આપશે. (૨) તેઓને ઘણો અજર અને સવાબ તેમજ મોટી મોટી નેઅમતો મળશે. (૩) કિયામતના દિવસે તેઓને કંઈ ડર, ચિંતા કે દિલગીરી થશે નહીં. સુબ્હાનલ્લાહ !

- આપ (સલ.)એ ફરમાવ્યું : "દરેક સવારે બે ફરિશ્તા આસ્માન પરથી ઉતરી આ દુઆ કરે છે. એક કહે છે : ઈલાહી ! નેક કાર્યોમાં ખર્ચ કરનારને વધુ આપ. બીજો કહે છે : બખીલના માલને બરબાદ કર." *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*
- સદકો કરવાથી માલમાં કંઈ ઘટાડો થતો નથી. ખયરાત આપનાર જ્યારે ખયરાત આપે છે, તો એ ખયરાત માંગનારના હાથમાં જવા પહેલા અલ્લાહપાકના હાથમાં પહોંચી જાય છે. *(તબરાની)*
- અલ્લાહ તઆલાનું ફરમાન છે : "હે મારા બંદા ! ખર્ચ કર, ડર નહીં. જેટલું ખર્ચ કરશે, તેટલું વધુ મળશે." *(બુખારી, મુસ્લિમ)*
- ખયરાત અલ્લાહપાકના ગઝબ (પ્રકોપ)ને બુઝાવી દે છે, અને ઈન્સાનને ભૂંડી મૌતથી બચાવે છે. *(તિરમિઝી શરીફ)*

- જે માણસ એવી છૂપી રીતે ખયરાત કરે કે જમણા હાથની ડાબા હાથને પણ જાણ થતી નથી, તો એ માણસ કિયામતમાં અર્શે ઈલાહીની છાયામાં હશે. *(બુખારી શરીફ)*
- મિસ્કીનને ખયરાત આપવાનો તો એક ઘણો સવાબ મળે છે, પરંતુ સગાને ખયરાત આપવાથી બમણો સવાબ મળે છે. એક ખયરાતનો અને બીજો સિલારહમીનો. *(નસાઈ)*
- ત્રણ વાતો એવી છે, કે જેણે તેને અખત્યાર કરી લીધી તેણે ઈમાનની મજા ચાખી લીધી. પ્રથમ એ કે, માત્ર અલ્લાહપાકની જ બંદગી કરે. બીજી એ કે, **'લા ઈલાહ ઈલ્લલ્લાહ'** પર તેને સાચું ઈમાન અને એઅ્તેકાદ હોય. ત્રીજી એ કે, પ્રત્યેક વર્ષે દિલની પૂરી ખુશી સાથે પોતાના માલની ઝકાત અદા કરે. જે માણસ આ ત્રણ વાતોને અપનાવશે, તેને ઈમાનની મજા અને મીઠાશ પ્રાપ્ત થશે. *(અબૂ દાઉદ શરીફ)*

અલ્લાહ તઆલા આપણા સૌને ઈમાનની મજા અને તેની લિજ્જત નસીબ કરે. વળી, ઝકાત અને સદકાત ઉપર જે સવાબ તથા જે ઈન્આમ અલ્લાહપાક તરફથી આખિરતમાં મળશે, તે સિવાય આ દુનિયાની ઝિંદગીમાં પણ તેનાથી કેટલાક ફાયદા પ્રાપ્ત થાય છે. ઉદાહરણરૂપે ઝકાત અને સદકાત અદા કરનાર મુઅમિનનું દિલ ઘણુ ખુશ અને સંતોષી રહે છે, અને ગરીબોને તેના ઉપર ઈર્ષા થતી નથી, બલ્કે તેઓ તેની ભલાઈ ઈચ્છે છે. અને તેના તરફ મુહબ્બતની નજરથી જુએ છે. સામાન્ય દુનિયાની નજરોમાં પણ એવા માણસનું ઘણુ માન હોય છે. અને સર્વે લોકોની મુહબ્બત તથા હમદર્દી એવા માણસને હાસિલ થાય છે તથા અલ્લાહ તઆલા તેના માલમાં ઘણી બરકત આપે છે.

અલ્લાહપાક આપણને તવફીક આપે કે, રસૂલુલ્લાહ (સલ.)ની આજ્ઞા અને ઈસ્લામી તઅલીમ પ્રમાણે ચાલીને અમો દીન તથા દુન્યાની નેઅમતો અને દવલતો હાસિલ કરીએ.

## ઝકાત ફર્ઝ થવાની શરતો :

(૧) મુસલમાન હોવુ. (૨) બાલિગ હોવુ. (૩) આકિલ (સમજદાર) હોવુ. (૪) આઝાદ હોવુ. (૫) નિસાબના માલિક હોવુ. (૬) નિસાબનું પોતાની જરૂરી હાજતોથી વધુ અને કરજથી બચેલુ હોવુ અને (૭) માલિક થયા પછી નિસાબ ઉપર એક વર્ષ વિતી જવુ.

કાફિર અને ગુલામ તેમજ ગાંડા અને નાબાલિગના માલમાં ઝકાત ફર્ઝ નથી.

## ઝકાત લેવા-દેવાવાળાઓ માટે અદબો :

એ વાતથી આપણે બધા વાકેફ જ છીએ કે, કોઈ પણ કામ કે ઈબાદત અદબો અને શર્તો ધ્યાને રાખી કરવામાં આવે તો તેમાં પ્રાણ ફુંકાય જાય છે. તે કામ અને ઈબાદત વધુ ફળદાયી તથા વધારે સવાબવાળુ બની જાય છે. ઝકાતમાં પણ અદબો ધ્યાને લેવામાં આવે તો ઘણો ફાયદો થઈ શકે છે. એ અદબો નીચે મુજબ છે :

- ઝકાત જાહેરમાં અથવા કોઈ જુએ એ રીતે આપવા કરતાં ચૂપકેથી આપવું વધુ સારૂં છે. એમાં ઈખ્લાસ વધુ છે. *(અલ્ બકરહ : ૨૭)*
- રિયાકારી, દેખાવ, નામના મેળવવા ખાતર ઝકાત ન આપે અને બની શકે ત્યાં સુધી પોતાના દિલમાંથી પણ આવા વિચારો કાઢી નાંખવાની કોશિષ કરે.
- કોઈને સદકો, ઝકાત આપ્યા પછી એહસાન ન જતાવે. એટલે કે આ ઉપકારનું વર્ણન જીભ પર ન લાવે અને યાદ પણ ન દેવડાવે. જેમ કે કુર્આન શરીફમાં છે : ‘‘હે ઈમાનવાળાઓ ! પોતાની ખયરાતને ઉપકાર જતાવી અથવા ઈજા પહોંચાડી બરબાદ કરો નહીં, તે માણસની માફક જે પોતાનો માલ લોકોને દેખાડવા અર્થે ખર્ચ કરે છે. અને તે અલ્લાહપાક પર તેમજ કિયામતના દિવસ પર ઈમાન રાખતો નથી.’’ *(સૂરએ બકરહ્ : ૨૬૪)*

- ઝકાત આપ્યા પછી એના ઉપર એહસાન ન રાખે. એહસાન (ઉપકાર) રાખવાનો મતલબ એ છે કે, ઝકાત આપ્યા પછી પોતાના દિલમાં એમ સમજવું કે, મેં એને માલ આપ્યો છે, જેથી તે મારા તાબા હેઠળ રહે, જરૂરતના સમયે મારી ચાકરી કરે અને મારા કામોમાં સાથ આપે.
- સારો અને હલાલ માલ મોહતાજ માણસને આપવો જોઈએ. શંકાસ્પદ માલ અલ્લાહના રસ્તામાં આપવાથી અલ્લાહપાકની નિકટતા પ્રાપ્ત થતી નથી. અલ્લાહપાક ફરમાવે છે : હે ઈમાન-વાળાઓ ! પોતાની કમાણીમાંથી ચોખ્ખી (પવિત્ર) વસ્તુ તથા અમે જમીનમાંથી જે ચીજો તમારા માટે ઉત્પન્ન કરી છે, તેમાંથી (નેક કામમાં) આપ્યા કરો અને તેમાંથી એવી રદ્દી ચીજ આપવાનો ઈરાદો પણ ન કરો કે જેને તમે પોતે પણ આંખમિચામણાં કર્યા વિના લઈ શકો નહીં. *(સૂરએ બકરહ : ૨૬૭)*
- ઝકાત એવા નેક અને સારા લોકોને શોધીને આપવામાં આવે કે જેઓ પોતાની ખરાબ આર્થિક પરિસ્થિતી અને ગરીબીને ઢાંકીને ફરે છે. અને એવી ખુદ્દારીથી રહે છે કે, પોતાની હાલત કોઈની સામે જાહેર થવા દેતા નથી. અને પોતાની આર્થિક ખરાબ સ્થિતિ પર સબ્ર કરી જીવન વિતાવે છે. હકીકતમાં આવા જ લોકો મોહતાજ અને ગરીબ છે. કુર્આન શરીફમાં છે : (ખયરાત તો) તે ગરીબોનો હક છે કે જેઓ અલ્લાહ તઆલાની રાહ (દીની સેવા)માં રોકાયેલા હોય. તે લોકો (રોજી મેળવવા) દેશમાં ક્યાંય જઈ શકતા નથી તેમજ તેઓના સવાલ નહીં કરવાના કારણે અજાણ્યો માણસ તેઓને ધનવાન માને છે. (પણ) તમે તે લોકોના મુખ પરથી જ તેઓને ઓળખી શકો છો. તેઓ લોકો પાસે (ભિખારીઓની જેમ) અડીને માંગતા નથી. અને તમે જે કંઈ માલ (તેઓની સેવા અર્થે) ખર્ચ કરશો, તો બેશક અલ્લાહપાક તેને ખૂબ જાણે છે. *(સૂરએ બકરહ : ૨૭૩)*

- ઝકાત એવા લોકોને આપવામાં આવે જે નેક, પરહેઝગાર અને દીનદાર હોય. આમ તો કોઈ પણ ગરીબ મુસલમાનને ઝકાત આપવાથી ઝકાત અદા થઈ જાય છે, પરંતુ નેક, પરહેઝગાર, દીનદાર લોકોને ઝકાત આપવી વધારે સારૂ અને શ્રેષ્ઠ છે. એવા લોકોની દુઆઓ આપણા માટે ઘણી બધી મુસીબતોથી છૂટકારાનો ઝરીયો બની જાય છે.
- ઝકાત લેવાવાળો પણ એમ સમજે કે તે આ માલદારો મારફત અલ્લાહપાક પાસેથી લઈ રહ્યો છે.
- એવા લોકોની પાસેથી સદકા, ખયરાત અને ઝકાતનો માલ લે, જેઓની કમાણી હલાલ છે. અને એ લોકો હરામ અને નાજાઈઝ રીતે માલ કમાતા નથી.
- લેવાવાળાએ જરૂરત જેટલી માત્રામાં જ લેવું જોઈએ. બેંક બેલેન્સ બનાવવા અને પૈસા વધારવા ખાતર ભેગું ન કરે. *(ઝકાતની અહમિયત : પેજ-૨૩/૨૪ ટૂંકાવીને, કિતાબુલ ફતાવા : ૩૧૩-૩૧૪/૩)*

## ઝકાતના હેતુઓ અને સામૂહિક સામાજિક જીવન ઉપર તેની અસરો :

ઝકાતના સામૂહિક હેતુઓ ઝકાતના હકદારો બાબતની આયત ઉપર વિચાર કરવાથી જ માલૂમ પડે છે. જેમાં ગરીબો, મોહતાજો, ગુલામો, કર્જદારો અને મુસાફિરોની મદદ થાય છે. જેના મારફતે સમાજમાંથી ગરીબી દૂર થાય છે.

ઝકાત ઈસ્લામી આર્થિક નિતીનો મહત્વનો અંગ છે. જે બાહ્ય તથા આંતરિક જીવનના બધા જ પાસાઓ (સંરક્ષણ, રાજકારણ, નૈતિકતા, ઈબાદતો (ઉપાસના), સંસ્કૃતિ અને અર્થતંત્ર) માટે મદદરૂપ થઈ બધી જ બાબતોએ પગભર થવા તથા સ્વાવલંબી બનવા માટે સહયોગ આપે છે.

ઝકાતનો બીજો ફાયદો આધ્યાત્મિક (રૂહાની) બાબતે પણ છે.

ઈસ્લામે રૂહાની વ્યવસ્થાને પરિપૂર્ણ કરવા માટે ત્રણ બાબતોને બુન્યાદી મહત્વની ગણી છે.

(૧) સમાજના બધા જ માણસોને સ્વતંત્રતા હોવી જોઈએ. અને કુર્આન શરીફમાં ઝકાતના હકદારોમાંથી એક "ગુલામોની મુક્તિ"ના શબ્દોથી સંબોધી તેને ઉચ્ચ દરજ્જો આપ્યો.

(૨) સમાજની દરેક વ્યક્તિમાં એવી ભાવના અને જઝબો પેદા કરવામાં આવે કે તે પોતાનો કિંમતી માલ સમાજના અખ્લાકી અને ભૌતિક (માદ્દી) ફાયદાઓ માટે ખર્ચ કરવા તત્પર રહે. આ હુકમ ઝકાતવાળી આયતમાં "કર્ઝદારો"ના શબ્દથી વર્ણન કરવામાં આવ્યો છે.

(૩) તે અકીદાઓ (માન્યતા) અને શિક્ષણની રક્ષા કરવામાં આવે, જે માનવીની આધ્યાત્મિક (રૂહાની) સફાઈ માટે ઉતારવામાં આવ્યા છે. ખાસ કરીને અલ્લાહ તઆલાથી સબંધ મજબૂત કરનારા અહકામોથી એનો સીધો સબંધ છે. માટે તેને ઝકાતના હકદારો દર્શાવતી આયતમાં "અલ્લાહપાકના રસ્તામાં"ના પવિત્ર શબ્દોથી સંબોધવામાં આવ્યુ છે.

ઝકાત જાહેરી દ્દષ્ટિએ એક માલી વ્યવસ્થા છે. પરંતુ તેનો સબંધ માન્યતાઓ (અકાઈદ), ઈબાદતો (ઉપાસના), અખ્લાક (નૈતિકતા), રાજકારણ વગેરે બધાથી જ છે.

**માલદાર-ગરીબનો ફર્ક :**

ઝકાતનો હેતુ ફક્ત મદદ કરી કોઈની ટાઈમપરવારી ગરીબી મોહતાજી દૂર કરવાનો નથી, બલ્કે માલિક બનાવવા *(Owner-ship)*ના કાયદાને વિશાળતા અર્પણ કરી વસ્તુના માલિકોની સંખ્યા વધારવી પણ ઝકાતનો ખાસ હેતુ છે. અર્થાત્ સમાજમાંથી ગરીબી દૂર કરી સમાજને માલદાર બનાવવો પણ છે.

## ઝકાત બાબતે ગેરમુસ્લિમોના મંતવ્યો :

**પ્રો. શ્રી થોમ્સ ઓર્નલ્ડ** પોતાના પુસ્તક ‘‘ઈસ્લામી દઅવત’’ -માં ઈસ્લામી શિક્ષણની વિશિષ્ટતા દર્શાવતા લખે છે કે, આપણે જોઈએ છીએ કે હજની વ્યવસ્થા સાથે એક બીજી વ્યવસ્થા ‘‘ઝકાત’’ અદા કરવાની પણ છે. જે મુસ્લિમોને કુર્આની આદેશ ‘‘મુસ્લિમો આપસમાં ભાઈ-ભાઈ છે’’ની યાદ તાજી કરાવે છે. આ એક દીની (ધાર્મિક) દૃષ્ટિકોણ છે. જે ઘણી જ આશ્ચર્યજનક રીતે ઈસ્લામી સમાજમાં ઘણી સારી રીતે પ્રગટ થઈ રહ્યો છે. અને નવમુસ્લિમ માટે અમલી હમદર્દીનો સૌથી વધુ પ્રેરક છે. અને ચાહે તેનો સબંધ કોઈ પણ કૌમ, રંગ અને વંશથી હોય તેને મુસ્લિમોના સમૂહમાં તરત કબૂલ કરી લેવામાં આવે છે. અને બંધુત્વભાવનાના આધારે તેને બીજા મુસ્લિમોના સમકક્ષ દરજ્જો પ્રાપ્ત થઈ જાય છે.

**ડો. લ્યુડરૂશ** લખે છે કે, મને ઈસ્લામમાં બે એવા સામાજિક પ્રશ્નોનો હલ મળી ગયો, જેણે વિશ્વને પરેશાન કરી નાંખ્યુ છે. એક કુર્આનનો આ આદેશ જેમાં ફરમાવ્યું કે, ‘‘મુસલમાન આપસમાં ભાઈ-ભાઈ છે’’ આ સામ્યવાદનો શ્રેષ્ઠ નિયમ છે.

અને બીજી દરેક માલદાર વ્યક્તિ ઉપર ઝકાત ફર્ઝ કરવાનો કાયદો જે સમાજમાંથી ગરીબી દૂર કરવામાં ઘણો અસરકારક પુરવાર થયો છે.

એક બીજા ગેરમુસ્લિમ લેખક લખે છે કે, માનવ ઈતિહાસમાં ઝકાતની આ અનોખી વ્યવસ્થાની બુન્યાદ સૌપ્રથમ ઈસ્લામે નાંખી. ઝકાતની વ્યવસ્થાએ ગરીબ અને વિકલાંગ લોકો માટે ઘણી મોટી રાહત કરી દીધી અને ન્યાયિક સામૂહિકતાના રસ્તામાં જે રૂકાવટ હતી, તેને દૂર કરી દીધી. એક જ દેશના વિવિધ વર્ગો દરમ્યાન માનવ એકતા કાયમ કરી સાબિત કરી દીધું કે ઈસ્લામની બુન્યાદ કુસંપ અને નફરત આધારિત નથી.

પ્રખ્યાત ફ્રાન્સીસી લેખક **મોસીન્યુન** લખે છે કે, ઈસ્લામની ખૂબી આ છે કે, તે સમાનતા અને બંધુત્વભાવનાને સખ્તી સાથે અમલમાં લાવવા માંગે છે. આ હેતુ માટે તેણે ઝકાત ફર્ઝ કરી દીધી છે. ઈસ્લામ વ્યાજુ કર્જની વિરૂધ્ધ છે. સાથે પ્રાથમિક જરૂરતની વસ્તુઓ ઉપર ટેક્ષ લગાડવાનો પણ વિરોધી છે. સાથે તે પ્રાયવેટ માલિકી હક્કો અને રોકાણકારી કરવાનો સમર્થક છે. આ પ્રમાણે તે મૂડીવાદ અને સામ્યવાદ બન્નેવના દષ્ટિકોણથી વિપરિત એક ન્યાયિક સમાનતાના આધારે ચાલે છે.

## માલ સબંધિત મસાઈલ :

- જેની પાસે સાડા બાવન તોલા ચાંદી (૬૧૨ ગ્રામ ૩૬૦ મિલી ગ્રામ) અથવા સાડા સાત તોલા સોનું (૮૭ ગ્રામ ૪૮૦ મિલી ગ્રામ) હોય અથવા તેના જેટલી કિંમતના સિક્કા, ગીનીઓ, રોકડ રકમ અથવા એટલી કિંમતનો વેપારનો માલ વિગેરે હોય અને તે એક વર્ષ સુધી બાકી રહે, તો વર્ષ પુરૂ થતાં તેની ઝકાત આપવી વાજિબ છે. અને જો એનાથી ઓછુ હોય, તો તેના પર ઝકાત આપવી વાજિબ નથી. અને તેના કરતાં વધારે હોય ત્યારે પણ ઝકાત વાજિબ છે.

- કોઈની પાસે થોડીક ચાંદી છે અને થોડુક સોનું છે, બન્નેમાંથી એકનો પણ નિસાબ પુરો નથી, તો એવી હાલતમાં સોનાની કિંમત ચાંદીથી અથવા ચાંદીની કિંમત સોનાથી મેળવીને જોવાથી બન્નેમાંથી કોઈ એકનો પણ નિસાબ પુરો થઈ જાય, તો તેના હિસાબ મુજબ ઝકાત આપવી પડશે. અને જો બન્નેમાંથી કોઈ એકનો પણ નિસાબ પુરો થાય નહીં, તો ઝકાત વાજિબ થશે નહીં. જો કોઈની પાસે માત્ર ચાર-પાંચ તોલા સોનું છે, અને તેની પાસે ચાંદીની બીજી કોઈ વસ્તુ કે રૂપિયા-ઘરેણાં નથી, તો એવી હાલતમાં પણ ઝકાત ફર્ઝ નથી.

- જો કોઈની પાસે આઠ તોલા સોનું અથવા સાઈઠ તોલા ચાંદી અથવા તો તેટલી કિંમતનો માલ કે પૈસા ચાર કે છ (૬) મહિના સુધી રહ્યા, ફરી તેમાં થોડુ ઓછુ થઈ ગયું, વળી બે-ત્રણ મહિના પછી ફરી પૈસા મળી ગયા, તો ઝકાત આપવી વાજિબ છે. મતલબ કે, વર્ષની શરૂઆતમાં અને આખરમાં નિસાબ જેટલો માલ થઈ જાય અને વચ્ચે કેટલાક દિવસ તે ગણત્રીથી માલ ઓછો થઈ ગયો હોય, તો પણ ઝકાત આપવી પડશે. પરંતુ જો પુરો માલ જતો રહે અને તે પછી પાછો કમાઈ લીધો, તો જ્યારથી ફરી માલ મળ્યો હશે, ત્યારથી એક વર્ષ પુરૂ થતાં ઝકાત આપવી પડશે.

- સોના-ચાંદીના ઘરેણાં અથવા તેના વાસણ કે બીજી કોઈ વસ્તુ, કપડાં ઉપર ભરેલી સાચી જીક, જરી, કિનારી વિગેરે દરેક ઉપર ઝકાત વાજિબ છે, પછી તે વસ્તુઓ વાપરવાની હોય તો પણ. મતલબ કે સોના-ચાંદીની દરેક વસ્તુ ઉપર નિસાબનો માલિક થતાં ઝકાત વાજિબ થશે.

- સોનું-ચાંદી અથવા તેની કોઈ વસ્તુઓ સિવાય બીજી જેટલી પણ વાપરવાની ચીજો છે, જેમકે સાચા હીરા, મોતી, માણેક, ઝવેરાત, ઘરનો સામાન, ફર્નીચર, ગાલીચા, અલમારી, વાસણો, રહેવાનું ઘર, પહેરવાના કપડાં, સવારીની મોટર અથવા બીજુ કોઈ વાહન તેમજ એવી બીજી વાપરવાની વસ્તુઓ, પછી તે હજારોની કિંમતની હોય તો પણ એના ઉપર ઝકાત વાજિબ થશે નહીં. પરંતુ જો એ વસ્તુઓમાંથી કોઈપણ ચીઝ વેપારની નિય્યતથી ખરીદ કરી હશે, તો ઝકાત આપવી પડશે.

- કોઈની પાસે રૂપિયા પોતાના ખર્ચ કરતાં વધારે રાખેલા હતા, પછી વર્ષ પુરૂ થાય તે પહેલાં સો રૂપિયા બીજા મળી ગયા, તો તે સો રૂપિયાનો હિસાબ જુદો ગણાશે નહીં, પણ તેને બસો રૂપિયા સાથે મેળવી દેવામાં આવશે અને જ્યારે બસો રૂપિયા ઉપર વર્ષ

વિતી જશે, તો પુરા ત્રણસોની ઝકાત વાજિબ થશે.

- કોઈ માણસ ઘર બનાવવા માટે રકમ જમા કરે અને તે રકમ સાડા બાવન તોલા ચાંદીની કિંમત સુધી પહોંચી જાય અને એક વર્ષ પસાર થઈ જાય, તો એના ઉપર ઝકાત વાજિબ થશે.

*(ફતાવા ઉસ્માની : ૫૮/૨)*

- શરીઅતની રૂએ ઝકાત ફક્ત સોનુ, ચાંદી, રોકડ રકમ, વેપાર-ધંધાનો માલ, ખેતીવાડીની ઉપજ (પાક) અને ઢોરઢાંખર પર ફર્ઝ થાય છે, બીજી વસ્તુઓ પર નહીં. *(ફતાવા ઉસ્માની : ૪૮/૨)* એની વિગત ભરોસાપાત્ર ઉલમાને પૂછી લેવામાં આવે.

- સોના-ચાંદીમાં કાયદાકીય રીતે તો વજનના હિસાબે જ ઝકાત વાજીબ થાય છે. (દા.ત. ૪૦ ગ્રામ સોનુ હોય તો ૧ ગ્રામ સોનુ ઝકાતમાં આપવું વાજીબ થશે.) હવે જો સોનાના બદલે રૂપિયા આપવા ચાહે તો સારૂ તો એ જ છે કે, જેટલું સોનુ ઝકાતમાં વાજીબ થતું હોય એ જ આધારે ઝકાત કાઢે. એટલે કે આજે સોનાનો ભાવ શું છે, તે જોઈને ઝકાત આપે. પરંતુ તે માણસ પોતાની પાસે જે સોનુ પડ્યું છે, તેને વેચતાં બજારમાંથી શું ભાવ આવે, તેના આધારે ઝકાત આપશે તો પણ ફર્ઝ અદા થઈ જશે. દા.ત. સોનાનો આજનો ભાવ રૂા.૨૫૦૦૦/- હોય અને આપણું સોનુ સોનીને બતાવતાં તેની કિંમત રૂા.૨૩૦૦૦/- કહી, તો સારૂ એ છે કે, રૂા.૨૫૦૦૦/-ના હિસાબે ઝકાત આપે. પરંતુ રૂા.૨૩૦૦૦/-ના હિસાબે આપે તો પણ જાઈઝ છે.

*(કિતાબુલ ફતાવા : ૧૫૧/૨)*

- સોના-ચાંદી સિવાયના ઘરેણાં (ઈમીટેશન જ્વેલરી) જો પોતાના વપરાશ માટે હોય તો તેના ઉપર ઝકાત વાજીબ થશે નહીં. અને જો કોઈ એનો વેપાર-ધંધો કરે છે, તો તેમાં વેપાર-ધંધાનો માલ હોવાને કારણે ઝકાત વાજીબ થશે. *(કિતાબુલ મસાઈલ : ૧૫૧/૨)*

## વેપાર-ધંધા અને તેના સામાન વિશેના મસાઈલ :

- દુકાન કે ઓફિસના કામ માટેના ફર્નીચર, ફીટીંગ, ટાઈપ જેવા દરેક વાપરવાના સામાન અને સાધન ઉપર પણ ઝકાત નથી. ફક્ત વેપારના માલ ઉપર જ ઝકાત આપવી પડશે.
- વેપારનો માલ તે જ ગણાશે, જેને વેચવા અને નફો કમાવાના ઈરાદાથી ખરીદ કર્યો હોય. પછી તે ગમે તે જાતનો માલ હોય, તે માલ વેચાયો હોય કે ન વેચાયો હોય.
- સોનું-ચાંદી તેમજ તેની દરેક વસ્તુઓ, રોકડ નાણું, વેપારના માલ પર ચાલીસમો ભાગ આપે. એટલે કે, ૧૦૦ એ અઢી ટકા લેખે ઝકાત આપવી ફર્ઝ છે. નિસાબનો માલ અથવા તેથી વધારે જેટલો પણ માલ હોય, તેના ઉપર વર્ષે ઝકાત કાઢવી ફર્ઝ છે. ઝકાત ફર્ઝ થવાનું વર્ષ ચાંદના હિસાબે ગણાશે.
- કોઈની પાસે પાંચ-દસ મકાનો છે. અને તે ભાડે આપે છે, તો એ મકાનો પર ઝકાત નથી. પછી તે ગમે તેટલી કિંમતના કેમ ન હોય. ભાડાની આવકથી પોતાનો ખર્ચ જતાં વર્ષે દહાડે બચેલા નાણાં ઉપર નિસાબ થતાં ઝકાત અદા કરવી પડશે. પણ કોઈ મકાન ખરીદવાનો અને વેચવાનો ધંધો કરતો હોય, તો તેણે એ મકાનોની ઝકાત પણ આપવી પડશે.
- જો કોઈ વાસણો, ખુરશીઓ, મંડપ, સાયકલો, ગાડીઓ વિગેરે ભાડે આપવાનો ધંધો કરે છે, તેઓની ઉપર એ ભાડે આપવાની ચીજો ઉપર ઝકાત નથી, પરંતુ તેની આવક ઉપર નિસાબ થતાં ઝકાત વાજિબ થશે.
- ઘર ઉપર ઝકાત એ સમયે વાજિબ થશે, જ્યારે વેપાર-ધંધાની નિય્યતથી ખરીદવામાં આવે. પરંતુ માણસની નિય્યત વેચવાની ન હોય, બલ્કે ભાડૂતી આપવાનો અથવા બીજા કોઈ ઉપયોગમાં લેવાનો હોય, તો ઘર ઉપર ઝકાત વાજિબ નથી. *(કિતાબુલ ફતાવા : ૨૭૧/૩)*

- પોલ્ટ્રી ફાર્મ અને મત્સ્યઉદ્યોગ માટે તળાવની જમીન, મકાન અને એને લગતા જરૂરી સામાન પર ઝકાત વાજિબ નથી. એની આવક પર ઝકાત વાજિબ છે. *(મસાઈલે ઝકાત : ૧૨૮)*

- ભાડુઆત તરફથી મકાન અથવા દુકાન માલિકને ડિપોઝીટ પેટે જે રકમ આપવામાં આવે છે, એ ડિપોઝીટ પર ઝકાત વિશે ઈસ્લામિક ફિકહ એકેડમી ઈન્ડિયાના નેજા હેઠળ ભારતભરના મૂફતિયાને કિરામે જે બાબતે સહમતિ દર્શાવી તે એ છે કે, આ ડિપોઝીટની રકમની ઝકાત ભાડુઆત પર નથી. અને મકાન માલિક કે દુકાન માલિક જેમણે ડિપોઝીટ પર કબ્જો કર્યો છે, એમના ઉપર વાજિબ થવા વિશે મતભેદ છે. અમુક ઉલમાના મતે મકાન માલિક અને દુકાન માલિક પર ડિપોઝીટની રકમ પર ઝકાત વાજિબ કરવી જોઈએ અને અમુક ઉલમા એના ઉપર પણ વાજિબ કરતા નથી. *(ઉલમાએ હિંદકે ફિકહી ફેંસલે : ૫૧)*

- આજકાલ એક રિવાજ પાઘડીનો પ્રચલિત છે. દુકાન ભાડે લેતી વખતે પાઘડી પેટે રકમ (કેશ) લેવામાં આવે છે. એ રકમ દુકાન માલિકની માલિકીની હોય છે, ભાડે લેનારની માલિકીની નથી હોતી. તો જે માણસ એ પાઘડીનો માલિક બને એના ઉપર ઝકાત વાજિબ થશે. *(મસાઈલે ઝકાત : ૧૧૯)*

- જો હોલસેલ વેપાર હોય તો ઝકાત અદા કરતી વખતે હોલસેલ કિંમતથી હિસાબ કરવામાં આવશે. અને જો રીટેલ વેપાર હોય તો રીટેલ કિંમતથી હિસાબ કરી ઝકાત અદા કરવામાં આવશે. અને જો કોઈ માણસ હોલસેલ અને રીટેલ બન્ને રીતે વેપાર કરતો હોય, તો રીટેલ કિંમતના આધારે ઝકાત અદા કરવી પડશે. જેમાં જરૂરતમંદ લોકોને વધુ ફાયદો પહોંચશે.
*(જદીદ ફિકહી મસાઈલ : ૨૨૦-૨૨૧/૧)*

- કોઈ માણસ જમીન કે પ્લોટ ખરીદે, તો ખરીદતી વખતે ત્રણ

પ્રકારની નિય્યતમાંથી કોઈ એક હોય છે : (૧) અમૂક સમયે જમીન કે પ્લોટ વેચવાની નિય્યતે ખરીદે છે, તો એમાં દર વર્ષે પ્લોટ અને જમીનની જેટલી માર્કેટ વેલ્યુ હશે, તેના આધારે ઝકાત આપવી પડશે. (૨) અમૂક વાર માણસ રહેવા માટે અને પોતાના વપરાશ માટે જમીન કે પ્લોટ ખરીદે છે, તો એમાં ઝકાત આપવી પડશે નહીં. (૩) અમૂક વાર પ્લોટ ખરીદતી વખતે કોઈ નિય્યત હોતી જ નથી. ન વેચવાની નિય્યત હોય છે કે ન તો પોતે રહેવાની. તો આ હાલતમાં પણ ઝકાત આપવી પડશે નહીં. *(મસાઈલે ઝકાત : ૧૨૪)*

- વેપારી પાસે થોડી આવક રોકડી હોય છે અને થોડી ઉધાર, તો વેપારીએ બધી જ (રોકડી અને ઉધાર) આવકની ઝકાત આપવી પડશે. હા, જેટલા રૂપિયા ઉધાર છે એની ઝકાત વસૂલ કર્યા પછી આપી શકે છે. પરંતુ વસૂલ કર્યા પછી વિતેલા વર્ષોની ઝકાત પણ આપવી પડશે. *(મસાઈલે ઝકાત : ૧૪૭)*

**ઝકાતના વિવિધ મસાઈલ :**

- જે કોઈ માલદાર માણસ કે જેના ઉપર ઝકાત વાજિબ છે, વર્ષ પુરૂ થાય તે પહેલાં ઝકાત આપી દે. અને વર્ષ પુરૂ થવાની રાહ જુએ નહીં તો એ પણ જાઈઝ છે. ઝકાત અદા થઈ જશે. તેમજ જો કોઈ માલદાર માણસ કેટલાક વર્ષની ઝકાત અગાઉથી આપી દે, તો પણ દુરૂસ્ત છે. પરંતુ જો કોઈ વર્ષે માલ વધી ગયો, તો તે વધારાના માલની પણ ઝકાત આપવી પડશે.

- જ્યારે માલ ઉપર પુરૂ વર્ષ થઈ જાય, તો તરત જ ઝકાત આપી દેવી જોઈએ. નેક કામમાં ઢીલ કરવી ઠીક નથી. મૌતનો કોઈ ભરોસો નથી કે, ક્યારે આવી જાય અને એનો બોજો પોતાના માથે રહી જાય. જો વર્ષ પુરૂ થયા પછી ઝકાત આપી નહીં અને તે અહીં સુધી કે બીજુ વર્ષ પણ પુરૂ થઈ જાય, તો ગુનેહગાર થશે. તૌબા કરી બન્ને વર્ષની ઝકાત આપી દે, બાકી રાખે નહીં.

- ઝકાત આપતી વખતે એની નિય્યત કરવી જરૂરી છે. એટલે કે એવો ઈરાદો હોય કે, હું આ માલ ઝકાતમાં આપું છું. જો ઝકાતના ઈરાદા વગર જ કોઈને રૂપિયા આપી દીધા અને આપ્યા પછી તેને ઝકાતના હિસાબમાં ગણી લીધા, તો ઝકાત અદા થશે નહીં. અને જેટલું આપ્યુ હશે, તેનો સવાબ અલગથી મળશે. પરંતુ જો ઝકાતના ઈરાદા કે નિય્યતથી તેના રૂપિયા કે માલ અલગ કાઢી રાખ્યો હોય અને તેમાંથી આપતી વખતે નિય્યત કરવી ભૂલી જવાય, તો ઝકાત અદા થઈ જશે.

- જેને ઝકાત આપવામાં આવે તેને એમ કહેવુ જરૂરી નથી કે આ માલ ઝકાતનો છે. હકદાર સમજી વગર કહ્યે પણ આપી શકે છે. બલ્કે કોઈ માણસ ઉછીના પૈસા લેવા આવ્યો અને તેને એ વાતની ખબર છે કે, તે ગરીબ અને મુફલિસ છે, અને તે કરજ અદા કરી શકે તેમ નથી, તેવા માણસને કરજના નામે ઝકાતના પૈસા આપી દીધા અને દિલમાં આપતી વખતે નિય્યત કરી લીધી કે ઝકાત આપું છું, તો પણ ઝકાત અદા થઈ જશે. અગર તે (લેનાર) એમ સમજે કે, કરજ આપેલ છે. એવી જ રીતે એવા ગરીબ માણસને બક્ષિસ કે ઈનામ તરીકે અથવા ગરીબના બાળકોને ઈદીના નામે પણ આપી દીધું અને આપતી વખતે દિલમાં ઝકાતની નિય્યત કરી લીધી, તો પણ ઝકાત અદા થઈ જશે.

- જો કોઈ ગરીબ માણસ ઉપર પચાસ રૂપિયા લેણાં નીકળે છે, અને તેણે ઝકાતની નિય્યતથી પોતાનું લેણું માફ કરી દીધું, તો ઝકાત અદા થશે નહીં. પરંતુ જો તે માણસને ઝકાતની નિય્યતથી પચાસ રૂપિયા આપ્યા, તો ઝકાત અદા થઈ જશે. હવે એ જ રૂપિયા પોતાના લેણામાં તેનાથી લઈ લેવા દુરૂસ્ત છે.

- ઝકાતનો માલ આપવામાં તેના કોઈ હકદારને જ્યાં સુધી માલિક બનાવવામાં ન આવે, ત્યાં સુધી ઝકાત અદા થશે નહીં. હાજત-

મંદને માલિકીની રીતે આપી દેવામાં આવે, ત્યારે દુરૂસ્ત થશે.

- જો કોઈ સાહિબે નિસાબ માણસે હજ્જની નિય્યતથી રૂપિયા જમા કરીને રાખ્યા હતા, એવામાં વર્ષાન્તે ઝકાત આપવાનો સમય આવી ગયો, તો એના ઉપર હજ્જ માટે પોતાની પાસે રાખેલી બધી જ રકમની ઝકાત વાજીબ થશે. *(કિતાબુલ મસાઈલ : ૧૩૭/૨)*

- જો કોઈ માણસે હજ્જના ઈરાદાથી હજ્જ કમિટીમાં બધી જ રકમ જમા કરી આપી. જમા કરાવ્યા બાદ અને હજમાં જવા પહેલાં ઝકાત આપવાનો સમય આવી ગયો, તો જમા થયેલ રકમમાંથી ફલાઈટનું ભાડુ, મુઅલ્લિમ ફી અને બીજા જરૂરી ખર્ચા જેટલી રકમ બાદ કરીને સઉદી રિયાલમાં આ વ્યક્તિને જે રકમ મળવાની છે, એની ઝકાત આપવી પડશે.

*(કિતાબુલ મસાઈલ : ૧૩૮)*

- સ્ત્રીને પોતાના બાપના ઘરેથી જે ઘરેણાં આપવામાં આવે છે, એની ઝકાત એ સ્ત્રી પર વાજિબ છે. અને સાસરેથી જે ઘરેણાં આપવામાં આવે છે, તો સાસરી પક્ષેથી ઘરેણાંની માલિક સ્ત્રીને બનાવી દે, તો ઝકાત સ્ત્રી પર વાજિબ થશે. અને જો માલિક બનાવી નથી, ફક્ત પહેરવા માટે આપ્યા છે, તો એની ઝકાત એના પતિ પર વાજિબ થશે. *(ફતાવા ઉસ્માની : ૪૨/૨)*

- જે ઘરેણાં સ્ત્રીની માલિકીના છે અને નિસાબ જેટલા છે, તો એની ઝકાત એ સ્ત્રી પર જ વાજિબ છે. અગર પતિ પોતાની પત્ની તરફથી ઝકાત આપી દે અથવા પત્ની પતિ પાસેથી લઈને અદા કરે અથવા પતિ એને જે કંઈ ખર્ચ આપે છે એમાંથી બચાવીને ઝકાત આપી દે, તો જાઈઝ છે. અને જો એનાથી કોઈ રીતે અદા ન થાય, તો એ સોના-ચાંદીના ઘરેણાંમાંથી જેટલા ગ્રામ ઝકાત વાજિબ થતી હોય, એટલું ઘરેણું ઝકાતમાં આપવું પડશે.

*(મસાઈલે ઝકાત : ૮૯)*

- બેંકની ફિક્સ ડીપોઝીટ, સેવિંગ્સ સર્ટી, પ્રાઈઝ બોન્ડ અને ઈન્સ્યુરન્સ, આ બધા જ લાભો વ્યાજુ કર્ઝ છે. જેથી મુદ્દલ રકમ પર ઝકાત ફર્ઝ છે. અને વધારાની મળેલ રકમ (વ્યાજ) હરામ હોવાને કારણે સવાબની નિય્યત કર્યા વગર એનો સદકો કરવો વાજિબ છે. *(મસાઈલે ઝકાત : ૧૩૩)*

- આજકાલ નાબાલિગ છોકરીઓના ભાવિ ખર્ચને સામે રાખીને શાદીના ઘરેણાં વર્ષો પહેલાં બનાવી લેવામાં આવે છે. તો અગર એ ઘરેણાંના માલિક માં-બાપ છે, તો જો નિસાબ બરાબર હશે તો એની ઝકાત માં-બાપ પર વાજિબ છે. અને જો તેની માલિક છોકરીઓને બનાવી દીધી, તો જ્યાં સુધી છોકરી નાબાલિગ છે, ઝકાત વાજિબ નથી. બાલિગ થયા પછી નિસાબની માલિક હશે તો ઝકાત વાજિબ થઈ જશે. *(મસાઈલે ઝકાત : ૯૩)*

- અમૂક લોકો અમૂક સમયે ખાસ મસ્લેહતને લઈ સોના-ચાંદીના બનાવટી અવયવો વાપરે છે. જેમકે નાક, સોના-ચાંદીના દાંત, દાંતના કાણામાં ચાંદી ભરવી, સોનાના તારથી દાંત બાંધવા, વગેરે. એમાં અમૂક અંગોની બનાવટ એ પ્રકારની હોય છે કે તેને આસાની અને સહેલાયથી કાઢી શકાય છે. જ્યારે અમૂક અવયવોમાં આ ધાતુ એ રીતે લગાવવામાં આવે છે કે, એને સહેલાયથી કાઢી ન શકાય. તો જે અવયવો કાઢી શકાય છે, એમાં ઝકાત વાજિબ થશે અને જે કાઢી શકાય એમ નથી, એમાં ઝકાત વાજિબ નથી. *(જદીદ ફિકહી મસાઈલ : ૨૦૮-૨૦૯/૧)*

- શાદી માટે રૂપિયા, સોનુ-ચાંદી વગેરે નિસાબ જેટલું ભેગું કરવામાં આવે, તો એના ઉપર પણ ઝકાત વાજિબ થશે. હા, જો માં-બાપ છોકરીઓને એ ઘરેણાંની માલિક બનાવી દે અને છોકરીઓ પાસે નિસાબ બરાબર ઘરેણાં ન હોય, તો ઝકાત વાજિબ થશે નહીં. *(કિતાબુલ ફતાવા : ૩૩૭/૩)*

- હોસ્પિટલો, ફાઉન્ડેશન, ચેરીટી અને લોકસેવા કરતી સંસ્થાઓમાં જે ઝકાત આપવામાં આવે છે, તે આવી સંસ્થાઓમાં જમા (બેલેન્સ) રહે છે. એના માલિક ઝકાત આપવાવાળા જ રહેશે. અને ચેરીટી, ફાઉન્ડેશન અને લોકસેવા કરતી સંસ્થાઓના સભ્યો ઝકાત આપવાવાળાઓ તરફથી વકીલ છે. જો આ સંસ્થાઓ સહી હકદારને ઝકાત આપશે, તો ઝકાત અદા થશે. નહીંતર ઝકાત આપવાવાળાઓની ઝકાત અદા થશે નહીં. *(મસાઈલે ઝકાત : ૨૦૧)*

- કાર, ગાડી, કારોબાર, દુકાન વગેરેના ઈન્સ્યોરન્સમાં જે રકમ જમા કરવામાં આવે છે, એ રકમનું પરત મળવું અચોક્કસ છે. એટલે એના ઉપર ઝકાત વાજીબ થશે નહીં. પરંતુ લાઈફ ઈન્સ્યોરન્સ (જીવન વીમો)ની રકમ પરત મળે જ છે. એટલે એમાં જમા થયેલ બધી રકમ પરત મળ્યા બાદ વિતેલા વર્ષોની ઝકાત પણ આપવી પડશે અને (અત્યાર સુધી જમા કરાવેલ) અસલ રકમની ઉપર જે કંઈ વધારાની રકમ મળે છે, તે વ્યાજ અને હરામ છે. એટલે એના ઉપર ઝકાત વાજીબ થશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૧૩૯/૨)* અને એ વધારાની રકમનો સવાબની નિય્યત વગર સદકો કરવો જરૂરી છે.

- કોઈ માણસનો ટ્રાવેલ્સનો કારોબાર છે, અને એની કાર, લક્ઝરી કે ટ્રકો વગેરે ભાડેથી ચાલે છે, તો આ ગાડીઓની ચાલુ કિંમત પર ઝકાત વાજીબ થશે નહીં. પરંતુ એના મારફત જે કંઈ આવક થાય છે, એના ઉપર ઝકાત આપવી પડશે.

*(કિતાબુલ મસાઈલ : ૧૪૦/૨)*

- કોઈ વસ્તુ કર્ઝના બદલામાં ગીરો મૂકી, તો જ્યાં સુધી તે ગીરો રાખનારના કબ્જામાં રહેશે, એની ઝકાત (ગીરો રાખનાર અને ગીરો મૂકનાર) બન્નેમાંથી કોઈના ઉપર વાજીબ થશે નહીં. અને જ્યારે ગીરો મૂકનાર કર્ઝ ચૂકવીને પોતાની ગીરો વસ્તુ છોડાવશે ત્યારે પણ તે વસ્તુની ઉપર વિતેલા વર્ષોની ઝકાત આવશે નહીં.

*(કિતાબુલ મસાઈલ : ૧૫૦/૨)*

- ઝકાતની રકમ અલગ કરીને મૂકી હતી અને હજુ કોઈ મોહતાજ માણસને આપી ન હતી, તો તે માણસને આ રકમમાં અદલ-બદલ કરવાનો અધિકાર છે. ચાહે તો આ રકમ પોતાની જરૂરતમાં ખર્ચીને એની જગ્યાએ એટલી જ બીજી રકમ આપી દે અથવા પોતાના ખિસ્સામાંથી ઝકાતની રકમ આપીને (અલગ ઝકાતની જે રકમ મૂકી છે) તેમાંથી લઈ લે. *(કિતાબુલ મસાઈલ : ૧૫૩)*

- મુસાફિર માણસ જો સાહિબે નિસાબ હોય તો તેના ઉપર પણ ઝકાત વાજીબ છે. કારણ કે ઝકાતની વહેંચણીનું કામ તે પોતાના નાયબ કે વકીલ મારફત પતાવી શકે છે. *(મસાઈલે ઝકાત : ૮૬)*

- મસ્અલો તો એ જ છે કે, જે માણસ મોહતાજ અને ગરીબ હોય એને ઝકાત આપવી દુરૂસ્ત છે, પરંતુ આજકાલ ગરીબ છોકરી-ઓની શાદીના નામ પર કાયદેસર ચંદો કરવામાં આવે છે. આમ કરવામાં શરઈ રીતે એ ખરાબી આવી જાય છે કે, પહેલાં એક-બે સખીદાતાઓની મદદથી નિસાબ જેટલી રકમ જમા થઈ જાય છે, પરંતુ ન કરવાના આમ-તેમના રસ્મો રિવાજો અને લાંબીલચક દાવતો (શક્તિથી વધારે માણસોને ખાવા ખવડાવવા) માટે હજુ પણ લોકો સમક્ષ મદદ માટે સવાલ અને ચંદો ચાલુ જ રહે છે. તો એ વાત સારી પેઠે જાણી લેવી જોઈએ કે, નિસાબ જેટલો માલ મળી ગયા પછી વધારાની ઝકાતની રકમ લેવી કોઈ પણ રીતે જાઈઝ નથી. અને આપવાવાળાને જો આ વાતની ખબર હોય તો તેના માટે ઝકાત આપવી પણ દુરૂસ્ત નથી. તેમ છતાં કોઈ માણસે આ રીતે શાદી માટે પૈસાની માંગણી કરનારને આપ્યા વગર છૂટકો જ ન હોય તો ઝકાત સિવાયની (લિલ્લાહ) રકમ આપીને મદદ કરે. એમાં જ સાવચેતી છે. *(કિતાબુલ મસાઈલ : ૧૮૩/૨)*

- કોઈ માણસે માલનો હિસાબ કરીને ઝકાત આપી દીધી (થોડાક દિવસો) પછી ફરી હિસાબ કર્યો, તો (આગલા હિસાબ કરતાં)

માલ ઓછો નીકળ્યો, તો ઝકાતમાં જે રકમ વધારે આપી છે, તેને આવતા વર્ષની ઝકાતમાં ગણી શકાય છે. *(કિતાબુલ મસાઈલ : ૧૯૬/૨)*

- કોઈ માણસે ઝકાતની રકમ અલગ કરીને મૂકી હતી, અને તે ચોરાય ગઈ અથવા કોઈક રીતે વ્યર્થ થઈ ગઈ, તો ઝકાત અદા થઈ નથી, તેણે ફરી ઝકાત આપવી પડશે.

*(કિતાબુલ મસાઈલ : ૧૯૭/૨)*

- ઝકાત આપી છે કે નહીં એમાં શક હોય તો ઝકાત ફરી આપવી જરૂરી છે. *(ફતાવા રહીમિય્યહ : ૬૦૦/૩)*
- કેવા પ્રકારની માલ-મિલ્કતમાં ઝકાત વાજીબ નથી, એ નીચે દર્શાવ્યું છે :

➔ રહેવાનું ઘર.

➔ ભાડે આપવા માટે બનાવેલા ઘરો. (ભાડાની આવકમાં ઝકાત આપવી પડશે.)

➔ વપરાશના કપડાં, ચાદરો વગેરે.

➔ ઘરનું રાચરચીલુ (ફ્રીજ, કૂલર, વોશિંગ મશીન વગેરે).

➔ સવારી (ગાડી, સ્કૂટર, કાર વગેરે).

➔ સ્વરક્ષણ માટેના હથિયાર.

➔ ઘરમાં રાખવામાં આવેલો ખાવા-પીવાની વસ્તુઓનો જથ્થો.

➔ શણગારના વાસણો.

➔ હીરા-માણેક જે વેપાર માટે ન હોય.

➔ અભ્યાસની કિતાબો.

➔ દરેક માણસ માટે તેના કામકાજના વિષયને લગતો સામાન. જેમકે ખેડૂતો માટે ટ્રેક્ટર, ખેતીના ઓજારો, ટ્રાવેલ સંચાલક માટે બસ, લકઝરી, કાર, ટ્રક પર ઝકાત નથી.

*(કિતાબુલ મસાઈલ : ૧૪૫/૨)*

## ઝકાતના કેટલાક નવા મસાઈલ :

ઝકાત ઈસ્લામનો એક મહત્વરપૂર્ણ આદેશ (ફર્ઝ) છે. ઝકાત દરેક માલ પર નથી, બલ્કે કેટલીક ખાસ ખાસ ચીજો પર છે. ખાણ પેદાશોમાંથી માત્ર સોના અને ચાંદી પર ઝકાત જરૂરી છે. અલબત્ત, વ્યાપારની સ્થિતિ અપવાદરૂપ છે. વ્યાપાર કોઈપણ વસ્તુનો કરવામાં આવે તે ઝકાતનો માલ છે અને તેની ઉપર ઝકાત જરૂરી હશે.

આ સંદર્ભે એક મહત્વપૂર્ણ સમસ્યા જે વર્તમાનકાળમાં જન્મી છે, એ છે કે, કેટલાક લોકો પોતાની સંપત્તિની સુરક્ષા માટે તથા ટેકસથી બચવા માટે રોકડ રકમને હીરા-ઝવેરાતના સ્વરૂપે ફેરવી નાંખે છે. આ સ્વરૂપ બદલી નાંખવાનો હેતુ ભલે વ્યાપાર નથી હોતો, પરંતુ તે રૂપિયા-રકમનું બદલાયેલું રૂપ છે. એટલે શું આવા હીરા-ઝવેરાત પર ઝકાત જરૂરી હશે ? એક મંતવ્ય એ છે કે, તેની પર ઝકાત નહીં હશે. કારણકે શરીઅતે વિશેષ ચીજો પર ઝકાત જરૂરી ઠરાવી છે અને હીરા-ઝવેરાત તે ચીજો પૈકી નથી. જ્યાં સુધી રોકડ રકમનું બીજુ રૂપ ધારણ કરવાની વાત છે, તો રૂપિયાથી તો જમીન પણ ખરીદી શકાય છે, મકાન ખરીદી શકાય છે અને બીજા ઘણા બધા સ્વરૂપે રકમને ફેરવી શકાય છે. જો હીરા ઉપર ઝકાત ઠરાવવામાં આવશે, તો પછી ઝકાત માટે કોઈ પૂર્વ નિર્ધારિત માલની વિશેષતા બાકી નહીં રહેશે. જે શરીઅતની મન્શા (ચાહત) વિરૂદ્ધ છે. એટલે જ ઈસ્લામી કાયદાશાસ્ત્રના ગ્રંથો (કુતુબે ફિકહ)માં સ્પષ્ટતા મળે છે કે, હીરા ઉપર તે વખતે ઝકાત જરૂરી છે, જ્યારે તેને વ્યાપારની નિય્યતથી ખરીદયા હોય. જો આવું ન હોય તો તેની પર ઝકાત નથી. *(આલમગીરી : ૧/૧૮૦)* આ જ બહુમતિ વિદ્વાનોનું મંતવ્ય છે.

બીજુ મંતવ્ય એ છે કે, રોકડ રૂપિયાથી હીરા એટલા માટે ખરીદ-વામાં આવ્યા છે કે, પેલી રોકડ રકમ સુરક્ષિત રહે. હીરાને હીરા ખાતર ખરીદવામાં નથી આવ્યા. એટલે કે તે રોકડ રકમ જ છે, જે

એક બદલાયેલા સ્વરૂપે મૌજૂદ છે. એ કારણે તેની ઉપર પણ ઝકાત જરૂરી હોવી જોઈએ. આ લખનારના મતે પહેલુ મંતવ્ય વધારે દમદાર છે. અને આ બીજુ મંતવ્ય વધારે સાવચેતીપૂર્વકનું છે. એ કારણે એવા હીરા-ઝવેરાત જે વપરાશ માટે નથી, બલ્કે મૂડીને સાચવવા માટે ખરીદવામાં આવ્યા છે, તેની ઝકાત અદા કરી દેવી જ બેહતર છે.

માલથી માલ પ્રાપ્ત કરવાની બે રીતો છે. એક વ્યાપાર કરીને અને બીજી ભાડે આપીને. વ્યાપાર એ છે કે, કોઈ વસ્તુ આપીને તેની પર નફો મેળવવામાં આવે. દા.ત. જો તમે દસ રૂપિયાની પેન બાર રૂપિયામાં વેચો છો, તો પેન (કલમ)થી વંચિત હોવાની સ્થિતિને સહન કરીને તેની પર બે રૂપિયાનો નફો તમે રળો છો, આ વ્યાપાર છે. વ્યાપારના માલ પર ઝકાત જરૂરી છે. ભલને તે માટી કે જમીન જ કેમ ન હોય ? અને કોઈ વસ્તુ પર પોતાની માલિકી યથાવત્ રાખીને તેનાથી બીજાને ફાયદો ઉઠાવવાની વ્યવસ્થા કરી દેવામાં આવે તો તેને ભાડા પેટે આપવું કહેવાય છે. દા.ત. મકાન, વાહન વિગેરે ભાડા પર આપવામાં આવે. માલિકની માલિકી આ ચીજો પર બાકી રહે છે અને ભાડાના સ્વરૂપે તે તેનાથી નફો મેળવે છે. આવી ચીજો પર ઝકાત નથી, બલ્કે તેની આવક (ભાડા) પર ઝકાત છે.

આ જ હુકમ (આદેશ) તે વસ્તુઓનો પણ છે, જે ''કમાણીના સાધનો'' કહેવાય છે. દા.ત. સિલાઈ મશીન, પ્રેસ, કોમ્પ્યુટર, લેથ મશીન વિગેરે કે તેમની મૂળ કિંમત પર ઝકાત નથી, બલ્કે તેનાથી જે આવક થાય છે, તેના પર ઝકાત છે. *(આલમગીરી : ૧/૧૭૨)*

શેર *(Share)*ના મૂળીયા તો બહુ જૂના છે, પરંતુ આજે એનો જેટલો વ્યાપ વધી ગયો છે, તેટલો ભૂતકાળમાં ન હતો. અમૂક શેર તો શુદ્ધ વ્યાપારીક પ્રકારના છે. અર્થાત્ એવી કંપનીઓના શેર છે, જે એક વ્યાપારીક મંડળ છે. જે માલસામાન ખરીદે છે અને એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલે છે. આ શેર પર તો ઝકાત જરૂરી

છે, કારણકે તે વ્યાપારનો માલ છે. પરંતુ કેટલાક શેરો એવા છે, જે ઔદ્યોગિક કંપનીઓનું પ્રતિનિધિત્વ કરે છે. મતલબ કે તેમની પાસે યંત્રો છે, જેનાથી કેટલીક ચીજોનું ઉત્પાદન થાય છે. સૈધ્ધાંતિક રીતે જુઓ તો આવા શેરની મૂળ કિંમત પર ઝકાત જરૂરી ન હોવી જોઈએ. કારણ કે તે કમાણીના સાધન જેવા છે, વ્યાપારના માલ જેવા નથી. માત્ર તેનાથી જે નફો મળે તેના પર ઝકાત હોવી જોઈએ, પરંતુ આજકાલ કંપનીઓ જે પ્રકારની પણ હોય, શેર વ્યાપારી હેતુઓથી જ લેવામાં આવે છે. એટલે ઉલમા (મુસ્લિમ વિદ્વાનો)નો મત એ છે કે, ‘‘શેર’’ બિનશરતી ધોરણે વ્યાપારનો માલસામાન છે. અને તેના પર ઝકાત જરૂરી હશે.

જે લોકોએ એવી નિય્યતે શેર ખરીદયા હશે કે શેરને વેચ્યા વગર કંપનીથી જે નફો મળશે તેનાથી લાભ ઉઠાવીશું, તેઓએ ઝકાત તે કિંમતને ધ્યાનમાં રાખીને અદા કરવી પડશે, જે કિંમત કંપની સ્વીકારે છે. અને જે લોકોએ શેર એટલા માટે લીધા છે કે, કિંમતો જ્યારે વધશે ત્યારે તેને વેચી દઈશું, એ લોકોએ હાલની બજાર કિંમતના હિસાબથી ઝકાત અદા કરવી પડશે. દા.ત. કંપનીની નજરમાં એક શેરની કિંમત ૨૫ રૂપિયા છે અને માર્કેટમાં ૨૫૦ રૂા. તો પહેલી સ્થિતિમાં ૨૫ રૂા. અને બીજી સ્થિતિમાં ૨૫૦ રૂા. ના હિસાબથી ઝકાત જરૂરી હશે.

આ હુકમ શેર માટે છે. ‘‘બોન્ડઝ’’ની હેસિયત કરજના દસ્તાવેજી લખાણની છે. અને તેના પર જે નફો આપવામાં આવે છે, તે વ્યાજ હોવાના લીધે હરામ છે. એટલે જેટલી રકમનો બોન્ડ છે, તેટલી રકમની ઝકાત આપવી પડશે. અને તેના પર જે નફો મળે છે, તે વ્યાજ હોઈ કોઈ જરૂરતમંદને સવાબની નિય્યત વગર આપી દેવા લાયક છે.

પ્રોવિડન્ટ ફંડમાં ત્રણ પ્રકારની રકમની ભેળસેળ હોય છે. એક

એ જે ખુદ સરકાર પગારમાંથી કાપી લે છે. બીજી, તેના જેટલી ખુદ સરકાર પોતાના તરફથી વધારીને અદા કરે છે તે. ત્રીજી, જે કર્મચારી સ્વેચ્છાએ પોતાના પગારમાંથી વધારાની રકમ કપાવે છે તે. જેથી તેની પી.એફ.ની રકમ વધારેમાં વધારે હોય શકે. આ ત્રણેયમાં જે રકમ સરકાર બળજબરીપૂર્વક કાપી લે છે તે અને જે રકમ સરકાર પોતાના તરફથી વધારો કરીને આપે છે તે. (ભલે બળજબરીપૂર્વક કપાયેલી રકમ પર હોય કે સ્વૈચ્છીક ધોરણે કપાયેલી રકમ પર હોય) તેના પર પાછલા વર્ષોની ઝકાત લાગુ નહીં થશે. જ્યારે રકમ વસૂલ થશે, ત્યાર પછી એક વર્ષ વીતી જાય ત્યારે તેના પર ઝકાત લાગુ થશે. આ મત ભારતીય ઉપખંડમાં મૂફ્તી મુહમ્મદ શફીઅ્ સાહબ (રહ.)નો છે. *(ઈમ્દાદુલ ફતાવા : ૨/૪૪-૪૮)* કારણકે મજૂરી (પગાર) જ્યાં સુધી હાથમાં નહીં આવે ત્યાં સુધી તેના પર માલિકી જ પુરવાર નથી થતી. અને ઝકાત એવા માલ પર લાગુ થાય છે, જે માલિકીમાં હોય. અલબત્ત, જે રકમ તેણે સ્વૈચ્છિક રીતે જમા કરાવી છે, તે રકમ પર સરકાર કે કંપનીનો કબ્જો ખુદ તેની મરજીથી છે, તો સમજવામાં આવશે કે તેણે પોતાના નાયબ કે વકીલ દ્વારા પેલી રકમ પર કબ્જો કરી લીધો છે. એટલે તેની ઝકાત અદા કરવી પડશે.

વ્યાપારનો માલસામાન જેની ઝકાત અદા કરવાની છે, તેની ત્રણ કિંમતો હોય શકે છે. એક તેની ખરીદ કિંમત, એક તેની હાલની કિંમત અને એક તેની વેચાણ કિંમત. દા.ત. વ્યાપારીએ એક પેન દસ રૂપિયામાં છ મહિના પહેલાં ખરીદી હતી, જો આજે તેને ખરીદવા જાય તો તેની કિંમત બાર રૂપિયા છે અને સામાન્યપણે તેની વેચાણ કિંમત પંદર રૂપિયા છે, તો પ્રશ્ન એ છે કે, તે પોતાની દુકાનમાં કલમનો જે સ્ટોક છે, તેની કિંમત કયા હિસાબથી લગાવીને તેની ઝકાત અદા કરશે ?

આ બાબતમાં ભલે ઈસ્લામી વિદ્વાનો વચ્ચે મતભેદ પ્રવર્તે છે, પરંતુ વધારે સાચો મત ઈમામ અબૂ યૂસુફ (રહ.) તથા ઈમામ

મુહમ્મદ (રહ.)નો છે કે, જે દિવસે ઝકાત અદા કરી રહ્યો છે, તે દિવસની કિંમત મુજબ ગણત્રી કરવામાં આવશે. *(મરાકીઉલ ફલાહ : ૩૯૧)* કારણકે વાસ્તવમાં ઝકાત તરીકે ખુદ કલમ આપવી જરૂરી છે, રૂપિયો નહીં. રૂપિયા તો કલમની અવેજીમાં આપવામાં આવે છે. એટલે જેટલી રકમમાં તે વેપારીને ઝકાતમાં આપવા જરૂરી હોય એવો સામાન મળી શકતો હોય તેટલી રકમ તેની પર ઝકાત રૂપે જરૂરી હશે. મજકૂર ઉદાહરણમાં તેણે કલમની કિંમત ૧૨ રૂા. ગણીને તે હિસાબથી ઝકાત કાઢવી જોઈએ.

સોનાનો મૂળ નિસાબ (ઝકાત પાત્ર માત્રા) ૨૦ મિષ્કાલ અને ચાંદીનો બસો દિરહમ છે. ભારતના પ્રાચીન વજનિયાઓમાં આનું વજન કેટલું થશે ? આમાં મુસ્લિમ વિદ્વાનો વચ્ચે મતભેદ પ્રવર્તે છે. પ્રાધાન્ય આપવા લાયક સંશોધનાત્મક મત એ છે કે, સોનાની ઝકાત પાત્ર માત્રા (નિસાબ) સાડા સાત તોલા અને ચાંદીની સાડા બાવન તોલા છે. મૂફતી મુહમ્મદ શફીઅ્ સાહબ (રહ.)એ આ વિષય પર બહુ જ સંશોધનાત્મક પુસ્તક ઉર્દૂમાં અવઝાને શરઈય્યાના નામે લખ્યું છે. આ જ મત મૂફતી અઝીઝુર્રહમાન ઉષમાની (રહ.)નો છે. *(જુઓ ફતાવા દારૂલ ઉલૂમ : ૬/૧૩૫)* બરેલ્વીઓ ફિકહી મસાઈલમાં મૂળતઃ ઉલમાએ દેવબંદ સાથે સહમત હોય છે, એ કારણે તેઓનો મત પણ આ જ છે. *(જુઓ ફતાવા રિઝવિય્યહ : ૪/૪૦૭)* આ સાડા બાવન તોલા હાલના વજનમાં ૬૧૨.૩૬૦ ગ્રામ અને સાડા સાત તોલા ૮૭.૪૮૦ ગ્રામ હોય છે.

## ઝકાત કોને આપી શકાય ? :

- જે લોકોને ઝકાત આપવી દુરૂસ્ત છે. ચાલુ સમયમાં તે મસારિફે ઝકાત (જેમને ઝકાત આપી શકાય તે) આ છે :
  - ➔ ગરીબ, એટલે કે તે માણસ જેની પાસે થોડો માલસામાન છે, પણ નિસાબથી ઓછો હોય.

→ મિસ્કીન, એટલે કે જેની પાસે કંઈ પણ માલ નથી. અને પોતાના ખાવા, પહેરવાથી પણ મોહતાજ હોય.

→ કર્ઝદાર, એટલે કે તે માણસ કર્ઝદાર ગણાશે, જેને પોતાની પાસેના માલ કરતાં કરજ વધુ હોય.

→ મુસાફિર, એટલે કે સફરની હાલતમાં કોઈ કારણથી તંગદસ્ત થઈ ગયો હોય, એને તેની હાજત જેટલી ઝકાત આપવી જાઈઝ છે.

- ઝકાત, સદકાત અને ખયરાત આપવામાં સૌથી વધારે પોતાના સગા-વહાલાનું ધ્યાન રાખે. પ્રથમ પોતાના સગાઓ, જેવા કે, ભાઈ, બહેન, ભત્રીજા, ભત્રીજીઓ, ભાણેજો, ભાણકીઓ, કાકા, ફોઈ, માસી, મામા, સાસુ, સસરા, જમાઈ વિગેરેમાંથી જે કોઈ હાજતમંદ અને હકદાર હોય તે લોકોને આપવામાં ઘણો સવાબ છે. તે પછી પોતાના પાડોશીઓને, પછી પોતાના શહેરના લોકો-માંથી જેઓ વધુ હાજતવાળા છે, તેમને આપવું બેહતર છે. દીની ઈલ્મ પઢનારાઓને અને દીન પર ચુસ્ત ચાલનારા આલિમોને આપવામાં પણ ઘણો મોટો સવાબ છે.

- દીની મદ્રસાઓમાં ઝકાત આપવી ઘણું જ સારૂં છે. કારણ કે એમાં ગરીબ અને મોહતાજ લોકોની મદદની સાથે સાથે દીની ઈલ્મનો પણ ફેલાવો થાય છે. *(મસાઈલે ઝકાત : ૨૦૨)*

- ગુનેહગાર, ફાસિક (ખુલ્લેઆમ શરીઅત વિરૂદ્ધ કૃત્યો કરનાર) હકદારને ઝકાત આપવાથી ઝકાત તો અદા થઈ જશે, પરંતુ બેહતર એ છે કે, નેક અને સારા (જરૂરતમંદ) લોકોને ઝકાત, સદકાત, ખયરાત આપવામાં આવે. *(મસાઈલે ઝકાત : ૨૯૮)*

- બેનમાઝીને પણ ઝકાત આપવું જાઈઝ છે. જો તે મોહતાજ (અને જરૂરતમંદ) હોય. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૨૦૫/૬)* પરંતુ એમને

આપવા કરતાં નેક પરહેઝગાર લોકોને આપવું વધુ સારૂ છે. જેમકે આગળના પેજોમાં "ઝકાતના અદબો"માં વિગતવાર વાંચી ચૂક્યા છો.

- માં-બાપ, દાદા પોતાની ઔલાદ (પૂત્ર, પૂત્રી, પૌત્ર, પૌત્રી) અને પતિ-પત્નિ સિવાય બીજા કોઈ પણ રિશ્તેદારને ઝકાત આપી શકાય છે. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૨૦૬/૬)*
- સગા-વ્હાલાઓમાં જે લોકો (ઉપર દર્શાવેલ સગા-વ્હાલાઓ સિવાય) ઝકાતના મુસ્તહિક છે, એમને ઝકાત આપવામાં બે ઘણો સવાબ મળે છે. એક ઝકાતનો અને બીજો સીલારહમીનો. *(કિતાબુલ ફતાવા : ૧૮૦/૨)*
- પોતાની મતરાઈ માં, પૂત્રવધુ અને જમાઈને ઝકાત આપી શકાય છે, જો તેઓ મુસ્તહિક અને મોહતાજ હોય. *(કિતાબુલ ફતાવા : ૧૮૧/૨)*
- ઝકાતની રકમથી ફ્લેટ અને મકાનો બાંધીને ગરીબો (જેઓ ઝકાતના હકદાર હોય)ને માલિક બનાવીને વહેંચી આપવું અને રજીસ્ટ્રેશન કરાવીને સંપૂર્ણ માલિક બનાવી દે તો દુરૂસ્ત છે. ઝકાત અદા થઈ જશે. *(કિતાબુલ મસાઈલ : ૧૮૪/૨)*
- પૂર અથવા કોઈ કુદરતી આપત્તિમાં ફસાયેલા બેસહારા અને ગરીબ લોકો પર માલિક બનાવીને ઝકાતની રકમ આપવી કે ખર્ચ કરવી જાઈઝ છે. પરંતુ એમાંથી જે લોકો હકદાર ન હોય એમના ઉપર ઝકાતની રકમ ખર્ચ કરવામાં નહીં આવે. *(કિતાબુલ મસાઈલ : ૧૮૫/૨)*
- નિર્દોષ નાદાર મુસ્લિમ કેદીઓને છોડાવવા માટે એ (કેદીઓ) તરફથી પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે ઝકાત પર કબ્જો કર્યા પછી એમની ઈજાઝતથી ઝકાતની રકમ (છોડાવવા માટે) વાપરવામાં આવે, તો જાઈઝ છે. *(કિતાબુલ મસાઈલ : ૧૮૫/૨)*

## જે લોકોને ઝકાત આપવી જાઈઝ નથી :

- માલદાર, એટલે તે માણસ કે જેની પાસે નિસાબ જેટલો માલ હોય અને તેના પોતાના ઉપર ઝકાત આપવી વાજિબ હોય, તેવા માણસને ઝકાત આપવી દુરૂસ્ત નથી. એવા માણસે ઝકાતના પૈસા લેવા અને ખાવા પણ હલાલ નથી. એવી જ રીતે જેની પાસે પોતાની હંમેશાની જરૂરીયાત કરતાં બીજો વધારાનો સામાન નિસાબની કિંમત જેટલો હોય, જો કે તે માલની ઝકાત આપવી તેના ઉપર વાજિબ થતી ન હોય, તો એવા માણસને પણ ઝકાત આપવી જાઈઝ નથી.
- સૈયદ અને અલ્વીઓને (એટલે કે હઝરત અલી રદી.ની ઔલાદ કે જે હઝરત ફાતિમા રદી.થી હોય) તેમજ જેઓ હઝ. અબ્બાસ (રદી.), હઝરત જઅફર (રદી.), હઝરત અકીલ (રદી.) તથા હઝરત હારિસ બિન અબ્દુલ મુત્તલિબ (રદી.)ની અવલાદમાંથી હોય, તેઓને ઝકાત તથા બીજા વાજિબ સદકાનો માલ આપવો દુરૂસ્ત નથી. નફલ ખયરાતનો માલ આપી શકાય છે.
- પોતાના માં-બાપ, દાદા-દાદી, નાના-નાની, પરદાદા (પછી તે ગમે તેટલી ઉપરના હોય) અને પોતાની અવલાદમાં દીકરો-દીકરી, પૌત્ર-પૌત્રી, નવાસો-નવાસી (ગમે તેટલી નીચેના હોય)ને પણ પોતાની ઝકાતના પૈસા આપવા દુરૂસ્ત નથી. એવી જ રીતે પતિ પોતાની પત્નીને અને પત્ની પોતાના પતિને ઝકાત આપી શકતા નથી.
- ઝકાતના પૈસા કોઈ કાફિરને આપવા જાઈઝ નથી. મુસલમાનને જ આપવા જોઈએ. માલદાર માણસની નાબાલિગ અવલાદને પણ ઝકાત આપવી દુરૂસ્ત નથી.
- એક માણસે કોઈને ઝકાતનો હકદાર સમજીને ઝકાત આપી દીધી, પછી તેને જણાયું કે, તે માલદાર છે અથવા સૈયદ છે. અથવા

કોઈએ અંધારી રાતમાં કોઈને ઝકાત આપી દીધી અને પછી ખબર પડી કે તેના કોઈ એવા સગા છે, જેને તે ઝકાત આપી શકતો નથી, તો એ દરેક હાલતમાં ઝકાત અદા થઈ જશે. ફરી વાર ઝકાત આપવી વાજિબ નથી. પરંતુ જો ભૂલથી કાફિરને આપી દીધી હશે, તો અદા થશે નહીં. ફરીથી આપવી પડશે.

- ઝકાતના પૈસાથી મસ્જિદ બંધાવવી અથવા કોઈ વાલી-વારસ વગરની મચ્યિતના કફન-દફનમાં પૈસા આપવા કે મચ્યિતનું કર્જ અદા કરવું અથવા કૂવો ખોદાવવો કે એવા બીજા કોઈ કામમાં ખર્ચ કરવો દુરૂસ્ત નથી. જ્યાં સુધી કોઈ હકદારને માલિકીની સુરતમાં આપવામાં નહીં આવે, ત્યાં સુધી ઝકાત અદા થશે નહીં.
- એવા ફકીરો જેમણે માંગવાને ધંધો બનાવી લીધો છે, અને આપણને એ ખબર છે કે આ લોકો વધુ પડતા માલદાર હોય છે, તો એમને ઝકાત આપવી દુરૂસ્ત નથી. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૨૦૪/૬)*
- ગેરમુસ્લિમ ફકીર મોહતાજને અલ્લાહ વાસ્તે આપવું તો દુરૂસ્ત છે, પરંતુ ઝકાતનો રૂપિયો આપવું દુરૂસ્ત નથી. *(ફતાવા દારૂલ ઉલૂમ : ૨૦૪/૬)*
- નીચે જણાવેલ લોકોને ઝકાત આપવી જાઈઝ નથી :
  - ➔ બાપ, દાદા, પરદાદા, દાદી, પરદાદી, નાની, પરનાની.
  - ➔ પૂત્ર, પૌત્ર, પરપૌત્ર, પુત્રી, પૌત્રી, પરપૌત્રી, નવાસા, નવાસી.
  - ➔ પતિ અને પત્નિ.
  - ➔ શરીઅત મુજબના ગુલામ-બાંદી. (આ પ્રકારના આજે દુનિયામાં મળે એમ નથી.)
  - ➔ ગેરમુસ્લિમ.
  - ➔ જેની પાસે નિસાબ જેટલો માલ હોય એવો સાહિબે નિસાબ માલદાર.
  - ➔ માલદાર માણસનું નાનુ (નાબાલિગ) બાળક.

➔ સય્યદ (બનૂ હાશિમ). એટલે કે હઝરત અલી (રદી.)ની ઔલાદ, હઝ. અબ્બાસ (રદી.)ની ઔલાદ, હઝ. જઅફર (રદી.)ની ઔલાદ, હઝરત અકીલ (રદી.)ની ઔલાદ અને હઝરત હારિષ બિન અબ્દુલ મુત્તલિબ (રદી.)ની ઔલાદ.

*(કિતાબુલ મસાઈલ : ૧૮૮/૨)*

- મય્યતના કફન-દફન ખર્ચમાં અથવા મય્યતનું કર્ઝ ચૂકવવામાં ઝકાત આપવું જાઈઝ નથી. (હા, સખત જરૂરત હોય તો કોઈ ગરીબ માણસને ઝકાતની રકમ આપી દેવામાં આવે અને તે માણસ પોતાના તરફથી કફન-દફન ખર્ચ આપે અથવા કરજ ચૂકવી દે, તો દુરૂસ્ત છે.) *(કિતાબુલ મસાઈલ : ૧૯૦-૧૯૧/૨)*
- કોઈ મોહતાજ ગરીબ માણસને રહેવા માટે (અમુક મહિનાઓ સુધી) ઘર આપ્યું અને પછી તેના ભાડામાં ઝકાતની નિય્યત કરી લીધી, તો એનાથી ઝકાત અદા થશે નહીં. *(કિતાબુલ મસાઈલ : ૧૯૧/૨)*

ઝકાતના મસ્અલા ઘણા ટૂંકમાં લખ્યા છે. જરૂર પડ્યે મોટી કિતાબોમાં જોઈ લેવામાં આવે અથવા મોઅતબર (ભરોસામંદ) આલિમોથી પૂછી લેવામાં આવે.

